સૌ. કંકુબાઈ સ્મારક ગ્રન્થમાળા નં. ૯.

# સંસારમાં સ્ત્રીની પદવી.

લખનાર,
ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦.

અમદાવાદ
ટંકશાળમાં ધી 'યુનિયન' પ્રિન્ટીંગ પ્રેસ કંપની લિમિટેડમાં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

સને ૧૯૨૦. સંવત ૧૯૭૬.

મૂલ્ય દશ આના.

# સૌ. કંકુબાઈ સ્મારક ગ્રન્થમાળાનો
# ઉપોદ્ઘાત.

—✕✱✕—

કચ્છના દીવાન પરલોકવાસી રા. બ. મોતીલાલ લાલભાઇનાં પત્ની સૌ. કંકુબાઇ ઓગણત્રીસ વર્ષની જુવાન વયે સ્વર્ગવાસી થયાં તેમના શુભ ગુણના સંભારણામાં મિત્ર વર્ગ તરફથી રૂા. ૫૦૦૦) ની રકમ એકઠી કરી તેને "સૌ. કંકુબાઇ સ્મારક ફંડ" એવું નામ આપી, તે સને ૧૮૮૯ માં સોસાઇટીના ટ્રસ્ટમાં અમુક શરતોએ સોંપવામાં આવ્યું છે તે શરતો અન્વયે તે ફંડના વ્યાજમાંથી અમદાવાદની રા. બ. મગનભાઇ કરમચંદ કન્યાશાળામાં માસિક રૂા. ૫ ની એક સ્કૉલરશિપ તથા તે જ કન્યાશાળામાં વાર્ષિક રૂા. ૨૫ નાં પુસ્તકોનું ઇનામ આપતાં જે રકમ વધે તેમાંથી સ્ત્રીજાતિની કેળવણી પ્રસાર પામે અને સ્ત્રીઓની નીતિ તથા બુદ્ધિની તેમ જ સાંસારિક સુખસંપત્તિની વૃદ્ધિ થાય એવાં ઉપયોગી પુસ્તકો, ભાષાંતર, સારોદ્ધાર રૂપ ઇનામ આપી નવીન રચાવવામાં આવે છે. તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી "સૌ. કંકુબાઈ સ્મારક ગ્રન્થમાળા" ના નામથી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:—

૧. સ્ત્રીજાતિ વિષે વિવેચન.
૨. ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા.
૩. મા અને દીકરી
૪. ઘરમાં વપરાતી ચીજોનું રસાયણ.
૫. અબળા સંજીવન.
૬. છોકરાંઓની આરોગ્યતા.
૭. સ્ત્રીગીત સંગ્રહ.
૮. સ્ત્રીબોધક સતીચરિત્રો અને તે ઉપરથી સ્ત્રીઓએ લેવાનો બોધ.
૯. સંસારમાં સ્ત્રીની પદવી.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,
અમદાવાદ, તા. ૧૫-૨-૧૯૦૭.

# પ્રસ્તાવના.



ઙન જગતના દરેક વ્યવહારમાં, સ્ત્રીજીવનનું કેટલું મહત્વ
ંસારમાં સ્ત્રીઓનું કેવું ઉચ્ચપદ છે, તેમની કેટલી ઉપ-
તા છે, દેશોન્નતિમાં તેમનો કેટલો ભાગ રહેલો છે, સ્ત્રી-
ી પ્રતિષ્ઠા ઘટવાનાં, ઉચ્ચપદેથી તેમની અધોગતિ થવાનાં-
ની દુર્દશા થવાનાં–કારણ શાં છે, તેમની મહત્તા વધવાના,
ની ઉન્નતિના માર્ગ કયા છે, તેનું દિગ્દર્શન કરવાનો આ લેખ
રા યત્ન કરવામાં આવ્યો છે.

માનવ જીવન–સરિતાનું ઉત્પત્તિસ્થાન, મુખ્ય પોષક–મૂળ
ીજાતિ છે. માનવજીવનના પ્રવાહની નિર્મળતા, પવિત્રતા,
ન્દરતા, ઉત્કૃષ્ટતા, તેના વેગ, તેના બળનો આધાર, મુખ્યત્વે
રીને સ્ત્રીજાતિ ઉપર–ભવિષ્યની પ્રજાની માતાઓ ઉપર–રહેલો છે.
ામાજિક સુધારણાના બળથી પોષાતા જગતના અન્ય દેશોના
જીવનપ્રવાહ સાથે આપણો જીવનપ્રવાહ સવિજય સ્પર્ધા કરી
કતો નથી, પાછળ પડી જાય છે, રોકાઈ પડે છે, તેનું મુખ્ય
ારણ આપણા પ્રવાહના ઉત્પત્તિસ્થાન, આપણા પ્રવાહના મૂળ-
ી નિર્બલતા, તેને બળવાન કરવા તરફનું આપણું દુર્લક્ષ છે.
આપણે આપણો સામાજિક પ્રવાહ, નિર્મળ, પવિત્ર, સુન્દર,
ઉત્કૃષ્ટ, વેગવાન તેમ બળવાન કરવો હોય, આપણે આપણો
પ્રવાહ, અન્ય દેશોના પ્રવાહ કરતાં, સર્વ રીતે આગળ કરી
દેવો હોય તો સ્ત્રીઓને–ભવિષ્યની પ્રજાની માતાઓને, સુશિક્ષણ
વડે, સર્વ રીતે બળવાન, સર્વ રીતે સુન્દર બનાવવાની જરૂર છે.

કોઇ પણ દેશની અભિવૃદ્ધિનું, કોઈ પણ દેશની ઉન્ન-

તિનું મુખ્ય સાધન, તે દેશની, દેશના સમાજની આન્તર એટલે તેની અંદરની સુધારણા છે. દેશની, સમાજની, આન્તર અર્થાત્ અંદરની સુધારણાનું પ્રથમ પગલું ઘરની, તેમ કુટુમ્બની સુધારણા છે. ગૃહિણી તરીકે, માતા તરીકે, ઘર પર, કુટુમ્બ પર, સ્ત્રીઓની જેટલી અસર છે તેટલી ભાગ્યેજ અન્ય કોઈની હોઈ શકે. "ગૃહિણી," "માતા," આ બે શબ્દોમાં જ કાંઇક જાદુ, કાંઈક ચમત્કાર રહેલો છે. ઘરનો, કુટુમ્બનો, જનસમાજનો, દેશનો ઉદ્ધાર કરવો કે તેનો અધઃપાત કરવો, તે સર્વને, આનંદમય, ઉદ્વેગમય કે નિરાશામય કરવાં, તેની ચાવી સ્ત્રી પાસે છે. સ્ત્રીઓની સુધારણા, તેમની ઉન્નતિ પર કુટુમ્બની, જનસમાજની, દેશની સુધારણાનો, તેની ઉન્નતિનો આધાર રહેલો છે. સ્ત્રીઓને અજ્ઞાન રાખવાથી, સ્ત્રીઓને સર્વ રીતે બળવાન, બહાદુર, નિર્ભય કરવા તરફ લક્ષ નહિ આપવાથી, સ્ત્રીઓને હમેશાં પરતંત્ર, પરાધીન, દાસની સ્થિતિમાં રાખવાથીજ, તેમને ઉન્નત કરવા માટે, તેમને ઉચ્ચ પંક્તિ પર મૂકવા માટે યત્ન નહિ કરવાથીજ, દેશની પ્રજા પણ ઘણે ભાગે અજ્ઞાન, નિર્બળ, નિર્વીર્ય, શૌર્યહીન, કાયર, પરાધીનતા અને દાસત્વને લાયક થઈ છે, તેથી જ દેશોન્નતિના પ્રયાસોમાં અનેક વિઘ્ન આવે છે, તેથી જ સમાજનું, અંદરનુ-આન્તર બળ તે પ્રયાસોને મળતું નથી અને તે પ્રયાસો નિષ્ફળ જાય છે અથવા તેને વિજય મળતાં વિલમ્બ લાગે છે.

દેશોન્નતિનો ઉચ્ચ હેતુ નજર આગળ રાખી, વ્યકિત, તેમ જનસમાજ, આપણે સર્વ, સંસારમાં, સ્ત્રીઓના-ભવિષ્યની પ્રજાની માતાઓના ઉચ્ચ પદનો, મહત્વનો, સ્વીકાર કરી, તેમને સર્વ રીતે સન્માનપાત્ર ગણીશું, ઉચ્ચ સુશિક્ષણ વડે તેમનાં જીવન

ઉન્નત કરીશું, તેમની ઉન્નતિમાં વિઘ્નકર્તા અસમાન વિવાહ, બાળલગ્ન, બાલસંયોગ આદિ બન્ધનોથી, અયોગ્ય અંકુશોથી, તેમને મુકત કરીશું, તેમનાં કર્તવ્યમાં તેમને યોગ્ય સ્વાતંત્ર્ય આપીશું, હરેક પ્રકારે તેમનાં જીવન સુખમય, આનન્દમય કરવા યત્ન કરીશું તો મનુમહર્ષિના–यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्रदेवताः । એ વચનમાં કેવું સુન્દર, સત્ય રહેલું છે, એ વચનમાં, સંસારનું કેવું સુન્દર, કેવું મનોહર ચિત્ર બતાવવામાં આવ્યું છે, તે આપણને સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થયા વગર રહેશે નહિ.

અમદાવાદ,
તા. ૧૪ મી ડિસેમ્બર ૧૯૦૭. } ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ.

## આ લેખની કેટલીક ઐતિહાસિક અને બીજી હકીકત માટે જેવામાં આવેલાં પુસ્તકો.


૧. Civilization in Ancient India by Mr. Romesh Chandra Dutt.

૨. Vedic India. Story of the Nations' Series.

૩. A History of Hindu Civilization during British Rule by Mr. Pramath Nath Bose.

૪. Subjection of Women by J. S. Mill.

૫. Tod's Rajasthan.

૬. Rasmala: Mr. A. K. Forbes.

૭. Heroines of Ind by Mr. Manmath Nath Dutt.

૮. પતિવ્રતા સતીઓ; રા. રા. બાળકૃષ્ણ હરિહર શાસ્ત્રી અને રા. રા. મણિલાલ છબારામ ભટ્ટ.

૯. વિવાહવિધિ; રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

૧૦, मनुस्मृति.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.

# સંસારમાં સ્ત્રીની પદવી.

## પ્રકરણ ૧ લું.

### સ્ત્રીની ઉત્પત્તિ વિષે કલ્પના, સ્ત્રીજીવનનું મહત્વ, સંસારમાં સ્ત્રીઓનું પદ, તેઓની ઉપયોગિતા, દેશોન્નતિમાં તેઓનો ભાગ.



"જે સ્થળે સ્ત્રીઓનો આદર થાય છે, તે સ્થળે દેવ પ્રસન્ન રહે છે; જે સ્થળે સ્ત્રીઓનો અનાદર થાય છે, ત્યાં સર્વ ક્રિયાઓ પણ નિષ્ફળ જાય છે."

—મનુસ્મૃતિ.*

"સંસાર યા સ્વર્ગમાં એવું કોઇ સ્થાન નથી, મનુષ્યજાતિને આપવામાં આવેલું એવું કોઇ કાર્ય નથી, એવું કોઇ સુખ વા દુઃખ નથી, ગુપ્ત હા, યા ના, વાળી એવી કોઇ વાત નથી, કોઇ એવું જીવન, મૃત્યુ વા જન્મ નથી, જેની કાંઈ પણ અગત્ય હોય, પરન્તુ જેમાં સ્ત્રી ન હોય."+

"સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી...... .........સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

—ગોવર્ધનરામ.



જગતની જડ વા ચેતન, સ્થાવર વા જંગમ પ્રત્યેક વસ્તુ તરફ,

---

* यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रै तास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ मनुस्मृति ।

+"There's not a place in earth of heaven,
There's not a task to mankind given,

કોઇ પણ સૃષ્ટપદાર્થ યા જીવન તરફ દૃષ્ટિ કરતાં જણાઇ આવે છે કે, દરેક વસ્તુ, દરેક જીવન, દરેક પદાર્થ સ્ત્રી પુરૂષના સંસર્ગે, સ્ત્રી પુરૂષના સહવાસનુંજ પરિણામ છે. જગત્‌ની અભિવૃદ્ધિ અર્થે ઇશ્વરે સ્ત્રી અને પુરૂષજાતિ–ઉભયને ઉત્પન્ન કર્યાં છે.

સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારથીજ, જગતના વ્યવહારમાં, પુરૂષના જેટલીજ સ્ત્રીની પણ ઉપયોગિતા–અગત્ય ગણવામાં આવી હતી. તે જગત્‌ની ઉત્પત્તિના સંબન્ધમાં આપણી પ્રાચીન કલ્પના, આપણી પ્રાચીન માન્યતા શી હતી તેપરથી માલમ પડી આવશે. મનુ ભગવાનનું એક સ્થળે વચન છે કેઃ—

द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।
अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥

તેઓના કહેવાનો ભાવાર્થ એ છે કે ઈશ્વરને જ્યારે સૃષ્ટિની રચના કરવાની ઇચ્છા થઇ ત્યારે તેમણે પોતાના શરીરના બે વિભાગ કર્યા તેમાંથી એક સ્ત્રી અને એક પુરૂષને બનાવ્યાં.

યુરોપ, અમેરિકાની સુધરેલી મહાન્ પ્રજાઓ, જેઓનો મોટો ભાગ ખ્રિસ્તિ ધર્મ પાળે છે તેઓ સ્ત્રીઓને હાલ ઘણું સારૂં સન્માન આપે છે સૃષ્ટિરચના સમયે તેમના ધર્મપુસ્તક બાઇબલમાં પણ સ્ત્રીઓને ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. બાઈબલમાં જણાવવા

અ

---

There's not a blessing or woe,
There's not a whispered yes or no,
There's not a life or death or birth,
That has a feather's weight of worth,
Without a woman in it."

ાં આવ્યું છે કે પ્રથમ પુરૂષ ઍડમ નિદ્રાવશ હતો તે વખતે તેના શરીરમાંથી ઈશ્વરે એક પાંસળી કાઢી લઈ, તેની સ્ત્રી બનાવી અને . સ્ત્રીને ઍડમ પાસે લાવવામાં આવી ત્યારે ઍડમે કહ્યું કે This now the bone of my bones, she is the flesh of my esh "—એટલે તે મારા શરીરનોજ ભાગ છે, મારાથી તે જૂદી નથી. સેંટ ઑગસ્ટીન આ સંબન્ધમાં ખુલાસો આપે છે કે પુરૂષ પર પ્રભુતા કરવા માટે સ્ત્રીને બનાવવામાં આવી હોત તો તેને પુરૂષના મગજમાંથી બનાવવામાં આવી હોત, તેની દાસી થવાને સ્ત્રીને ઉત્પન્ન કરવામાં આવી હોત તો તેને તેના પગમાંથી ઉત્પન્ન કરવામાં હોત; પરન્તુ સ્ત્રીને પુરૂષની પાંસળીમાંથી, પડખામાંથી બનાં આવી તેજ બતાવી આપે છે કે ઈશ્વરે તેને પુરૂષની સહ- બનાવી છે, તેને સમાન પંક્તિપર મૂકી છે. મેથ્યુ હેન્રિ* મના વિદ્વાનનું પણ તેવાજ પ્રકારનું કહેવું છે.*

સ્ત્રીની ઉત્પત્તિ વિષે મહાભારતમાં પણ સુન્દર કલ્પના છે. તેમાં એક સ્થળે કહેવામાં આવ્યું છે કે સૃષ્ટિનાં જૂદાં જૂદાં પ્રાણી

---

* Woman was made out of the the rib, taken from the side of a man, not out of his head to rule im, but out of his side to be his equal, under his rm to be protected and near his heart to be beloved.

—Mathew Henry.

અર્થઃ—પુરૂષની બાજુમાંથી લીધેલા પાંસળીની સ્ત્રી બનાવવામાં આવી ની. તેના પર સત્તા ચલાવવાને તેના મગજમાંથી નહિ પણ તેની સમાન થવાને ી બાજુમાંથી. તેના હાથથી રક્ષણ અને તેના હૃદયથી પ્રેમ મેળવવાને બના- ામાં આવી હતી.

એમાં જે કાંઈ સારૂં હતું તેમાંથી સૌન્દર્ય અને સદ્ગુણમાં સંપૂર્ણ તેવી પ્રથમ સ્ત્રી બ્રહ્માએ ઉત્પન્ન કરી.

સ્ત્રીની ઉત્પત્તિની સમાનતા અને સુન્દરતામાં, કાંઈ ન્યૂનતા, કાંઇ ભેદ રાખવામાં આવ્યો નથી. જગત્‌માં સ્ત્રીઓની કેટલી મહત્તા છે તે, આ સંબન્ધની પ્રાચીન કલ્પનાઓથી સારી રીતે સિદ્ધ થઈ શકે છે. સકલ સૃષ્ટિ દ્વંદ્વમય છે. સ્ત્રીઓની સાહાય્યવિના જગત્‌ના કોઇ પણ સૃષ્ટ પદાર્થ, યા જીવનનો જન્મ યા કાર્યસિદ્ધિ થઇ શકતાં નથી. મનુ મહારાજનું કહેવું છે કેઃ—

**उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।**
**प्रत्यहं लोकयात्राः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥**

ભાવાર્થઃ—પ્રજાની ઉત્પત્તિ, સંતતિનું પાલનપોષણ ને, હમેશનાં લોકવ્યવહારનાં કાર્ય સ્ત્રીવિના થઈ શકતાં નથી.

મહાન અંગ્રેજ રાજકવિ ટેનિસને પણ પોતાના “ પ્રિન્સેસ ” નામના કાવ્યમાં પ્રતિપાદન કર્યું છે કે જગત્‌માં દરેક કાર્ય સ્ત્રી પુરૂષ બન્નેના સંમેલનથીજ બની શકે છે. દંપતિયુગલ વિષે તેઓ કવે છે કે “ સલાહ વખતે બે, તાપણી આગળ એટલે ઘરના આનંદમાં પણ બે, જગત્‌ની વ્યવહારજાલમાં પણ બે, જીવનનાં ઉત્તમ કર્તવ્યોમાં, પરમાર્થમાં પણ બે, વિદ્યાના ઊંડાણ અને મનના રહસ્યને પહોંચવાને પ્રત્યેક માટે લમ્બસૂત્ર[1] પણ બે *

---

૧. ઓળમ્બો.

* “ Two heads in council, two beside the hearth,
Two in the tangled business of the world,
Two in the liberal offices of life,
Two plummets dropped for one to sound the abyss,
Of science and the secrets of the mind.”

સૂક્ષ્મદૃષ્ટિથી તપાસ કરતાં માલમ પડે છે કે સ્ત્રીપુરૂષના એકત્ર જીવન વગર મનુષ્યજીવન, સ્ત્રી યા પુરૂષનું જીવન સંપૂર્ણ થઇ શકતું નથી. પુરૂષ અને સ્ત્રીના સંમેલનથીજ મનુષ્ય સંપૂર્ણ બને છે. સ્ત્રી વગર પુરૂષ અર્ધાંગ છે. પુરૂષ વગર સ્ત્રી અર્ધાંગ છે. પોતાના શેષ અર્ધાંગની પ્રાપ્તિ થયા વગર, એકની પણ સંપૂર્ણતા થઇ શકતી નથી.

મહાભારતના અનુશાસન પર્વમાં કહેલું છે કે:—

**यावन्न विन्दते जायां तावदर्द्धो भवेत् पुमान् ।**

**नार्द्धं प्रजायते पूर्णः प्रजायतेत्यपि श्रुतिः ॥**

અર્થ:–પુરૂષ જ્યાંસુધી પરણુતો નથી ત્યાંસુધી તે અર્ધો રહે છે. પૂર્ણથી સન્તાન થાય છે, અર્ધાથી થતું નથી.

પુરૂષનું અર્ધાંગ સ્ત્રી પૂરૂં પાડે છે, સ્ત્રીનું અર્ધાંગ પુરૂષ પૂરૂં પાડે છે. કેટલાક સદ્ગુણ જે સ્ત્રીઓમાં હોતા નથી તે પુરૂષમાં હોય છે, પુરૂષ પૂરા પાડે છે. ત્યારે કેટલાક સદ્ગુણ જે પુરૂષોમાં હોતા નથી તે સ્ત્રીઓમાં હોય છે, સ્ત્રીઓ પૂરા પાડે છે. પુરૂષમાં જે કેટલાક સદ્ગુણ ગૌણભાગે જોવામાં આવે છે તે સ્ત્રીમાં અધિકાંશે દૃષ્ટિગોચર થાય છે, સ્ત્રીઓમાં જે કેટલાક સદ્ગુણ ગૌણ ભાગે જોવામાં આવે છે તે પુરૂષોમાં અધિકાંશે જોવામાં આવે છે. ટેનિસન કહે છે તેમ "તેઓ એક બીજાનાં સરખાં હોતાં નથી, પરન્તુ ભિન્નતામાં સમાન હોય છે, છતાં સમય જતાં તેઓ સરખાં બને છે."+

સ્ત્રીમાં કોમળતાનો ગુણ હોય છે તો પુરૂષમાં સંસારના સખ્ત શ્રમ, આદિ સહન કરનાર ગુણ હોય છે. સ્ત્રી પ્રેમમયી હોય છે

---

+ "Not like to like but like in difference, yet in the long years, liker must they grow."

—Tennyson.

તો પુરૂષની પ્રકૃતિ કઠોર હોય છે. સામાન્ય રીતે સ્ત્રી બ્હીકણુ હોય છે તો પુરૂષ બહાદુર હોય છે. ઑાગસ્ટ કૉમ્ત નામના ફ્રેન્ચ વિદ્વાનનું કહેવું છે કે હૃદયબળમાં સ્ત્રી પ્રથમપંક્તિએ મૂકી શકાય; શરીર અને બુદ્ધિબળમાં પુરૂષ પ્રથમપદે મૂકી શકાય. સાહસ, નિર્ભયતા, બુદ્ધિની તીક્ષ્ણતા, શારીરિકબળ પુરૂષમાં પ્રધાનપણે છે તો પવિત્રતા, વિનય, મૃદુતા, દયા, સ્નેહ, મમતા, ધૈર્ય આદિગુણો સ્ત્રીમાં પ્રધાનપણે છે પુરૂષમાં હિંમત, બળ, ઉદ્યોગ અને દઢતા–મજબૂતી, એ ગુણ વિશેષ હોય છે તો સ્ત્રીમાં નાજુકાઈ, નમ્રતા, સૌન્દર્ય, શ્રદ્ધા અને વિશ્વાસ એ ગુણ વિશેષ હોય છે. પુરૂષનું લક્ષ્યબિન્દુ લોભ હોય છે, સ્ત્રીનું લક્ષ્યબિન્દુ પ્રેમ હોય છે. પુરૂષનું લક્ષ સ્વાર્થ તરફ, આત્મહિત તરફ વિશેષ હોય છે, સ્ત્રીનું લક્ષ, પ્રેમ, ધર્મ, પરમાર્થ તરફ વિશેષ હોય છે. સ્ત્રીપુરૂષ બન્ને એકત્ર થઈને જ એક સુન્દર મનુષ્યજીવનની ભાવના રજુ કરે છે.

પત્ની તરીકે સ્ત્રીની સંસારમાં ઘણી ઉચ્ચ પદવી છે પુરૂષનું સન્માન અને શોભા સ્ત્રી વડે છે. પત્ની વિનાનું ઘર ઉજડ અરણ્ય સમાન છે. " ઘર કહેવાથી ઘર કહેવાતું નથી, ગૃહિણી વડેજ–સ્ત્રી વડેજ ઘર કહેવાય છે. ગૃહિણી વિનાનું ઘર અરણ્ય સમાન છે."* આ સત્યનું, સ્ત્રીઓની ખરી મહત્તા, તેમની ઉપયોગિતાનું ભાન, અવિવાહિત[1] વા વિધુર[2] પુરૂષોનાં ઘર, તેમની ગૃહવ્યવસ્થા, તેમના નિસ્તેજ જીવનથી આપણને થાય છે. જીવનમાર્ગમાં ધારેલા લક્ષ્ય તરફ જવા પુરૂષને ઉશ્કેરનાર, તેને ઉત્સાહ આપનાર, પ્રેરનાર, ઈ-

* न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।
गृहन्तु गृहिणीहीनमरण्यं सदृशं मतम ॥

1 કુંવારા. 2 રાંડેલા.

શ્વરપર, ધર્મપર આસ્થા અને શ્રદ્ધા બેસાડનાર સ્ત્રી અને સ્ત્રીઓનો પ્રેમજ હોય છે. કોઇ પણ બાબતની પરીક્ષા અપવાદથી થઈ શકે નહિ, સામાન્ય સ્થિતિ જોવાથીજ તે બની શકે છે. અપરિણીત[1], વિધુર પુરૂષોને આપણે જોઈએ છીએ તો સામાન્ય રીતે તેઓ કેવા નિરાશ, કેવા નિરૂત્સાહ, કેવા નિસ્તેજ, અનિયમિત જીવન ગાળનારા માલમ પડે છે. વૃક્ષોને જીવન આપનાર, તેનું જીવન ટકાવનાર, તેને લીલાં, મનોહર રાખનાર, તેને ફળદાયક બનાવનાર વૃક્ષમાં વહેતો રસ છે, તેવીજ રીતે પુરૂષજીવનને હમેશાં તાજું, હમેશાં લીલું, નિરન્તર આશામય, ઉત્સાહપૂર્ણ રાખનાર, દીર્ઘકાલ ટકાવનાર સ્ત્રીજ છે. દુનિયાના સર્વ સુધરેલા દેશોમાં રાખવામાં આવતા જન્મમરણના આંકડા પરથી સ્પષ્ટ માલમ પડી આવે છે કે અવિવાહિત પુરૂષો કરતાં પરણેલા પુરૂષો સરાસરી વધારે લાંબુ જીવન ગાળે છે. અપરિણીત, સ્ત્રી વગરના પુરૂષનું જીવન, રસ વગરના સુક્કા ઝાડ સમાન છે. ગૃહિણી તેમ બાલબચ્ચાં વડે, ગૃહસંસારીનું ઘર આનન્દમય નન્દન વન જેવું લાગે છે ત્યારે ગૃહિણી વિનાનું ઘર, નિરાશાજનક, ઉદ્વેગમય, સ્મશાનવત લાગે છે.

સ્ત્રીઓ ઘરની દેવી સમાન છે. પતિના સુખની અભિવૃદ્ધિ કરનાર, પતિના સુખોપભોગને સૌન્દર્ય આપનાર, તેમાં મીઠાશ મૂકનાર અને સંકટને સમયે દિલાસો આપનાર, સુખ દુઃખની સહભાગિની સ્ત્રીજ છે. સંસાર વ્યવહારનાં કાર્યોથી શ્રમિત થઇ પુરૂષ ઘેર આવે, જીવનયુદ્ધમાં તેનો પરાજય થયો હોય, તેનું અપમાન થયું હોય, અનેક પ્રકારનાં કલેશથી તે કંટાળેલો, મુઝાયલો, ગભરાયલો હોય, નિરાશ બન્યો હોય ત્યારે તેને મધુર સુસ્મિતથી અને પ્રીતિથી વ-

[1] નહિ પરણેલા.

ધાવી લેનાર, તેનો પરાજય, તેનું અપમાન, તેનો શ્રમ, કંટાળો મુઝવણુ, ગભરાટ ભૂલવનાર, તેનું જીવન આશામય કરનાર, તેની માંદગી વખતે સ્નેહથી, પ્રીતિથી, કોમળતાથી, મૃદુતા વડે તેની સારવાર કરનાર, તેના સંતપ્ત મગજ પર પોતાનો કોમળ હસ્ત ફેરવી, તેની માનસિક તેમ શારીરિક વેદનાઓને વિસરાવનાર, માંદગીને સમયે અર્ધોઅર્ધ ઔષધની ગરજ સારનાર સ્ત્રીજ છે.

ઘરની રાણી સ્ત્રી છે. કમાણી માટે જગતમાં સખ્ત મહેનત કરવી એ સામાન્ય રીતે પુરૂષનું કામ છે. પરન્તુ ઘરનો કારોબાર ચલાવવો, પુરૂષની કમાણીની કરકસર આદિ સદ્ગુણોથી સુવ્યવસ્થા કરવી, ઉદ્યોગ, આરોગ્ય, સ્વચ્છતા અને સુઘડતાથી ઘરની શોભા વધારવી, એક પર્ણકુટીમાં પણ રાજાઓના મહેલના વૈભવ અને સુખવિલાસને પણ ભૂલાવે તેવા વૈભવ અને વિલાસનું દર્શન કરાવવું-ભાન કરાવવું, મૃદુતા, કોમળતા, પવિત્રતા, પ્રસન્નતા અને પ્રીતિથી પુરૂષનું જીવન આશાભર્યું, ઉત્સાહિત, સુખમય, આનન્દમય, માધુર્યમય કરવું એ સ્ત્રીઓનું સાહજિક કર્તવ્ય છે અને તે કર્તવ્ય જોઇએ તેવી રીતે બજાવવાની તેમનામાં શક્તિ છે.

સ્ત્રીઓની ગૃહજીવનપર પર કેટલી અસર, કેટલી સત્તા હોય છે તે આપણે તપાસીએ. સમજુ વયમાં આવ્યા પછી પુત્રી વા બ્હેનની ગૃહજીવનના દરેક વિભાગમાં કેટલી સત્તા, કેટલી મહત્તા, કેટલું ગૌરવ હોય છે તે આપણે દરરોજ જીવનમાં જોઇએ છીએ. પુત્રી યા બ્હેન ઘરની શોભા, ઘરનો પ્રકાશ છે. માતા જ્યારે સંસારનાં બીજાં કામકાજ, વ્યવહારમાં ગ્રસ્ત રહે છે ત્યારે ઘરની સ્વચ્છતા, ઘરનો વહીવટ, ઘરની સુવ્યવસ્થાનો બોજો પુત્રી યા બ્હેનપર આવી પડે છે, અને ઘણી વખત જોવામાં આવે છે કે પુત્રીઓ તથા બ્હે-

નો, માતાના કાર્યમાં મદદ કરી, ગૃહસંસારના વ્યવહારમાં ઘણી સરળતા કરી આપે છે, કુટુમ્બમાં જ્યારે કાંઇ માંદગી હોય છે, યા બીજી કોઈ આફત હોય છે, ત્યારે પુત્રીઓ તથા બ્હેનો બિમારના બિછાના આગળ તેમ આફત સમયે હાજર થઇ જાય છે અને કેવળ સ્વાર્થત્યાગવૃત્તિથી બિમારની સેવા ઉઠાવે છે, આફતોને દૂર કરવા મહેનત કરે છે. પુત્રી તથા બ્હેનો ગૃહજીવનનાં કામકાજપર, કુટુમ્બનાં અન્ય મનુષ્યોની ઇચ્છા, તેમનાં સુખસગવડ તરફ જે લક્ષ આપે છે, કુટુમ્બના હિત માટે દુઃખ અને સંકટ વેઠી તેઓ જે મહેનત કરે છે, તેની અસર તેમના જીવનની ઉત્તરાવસ્થામાં વિશેષ રહે છે. તેઓ જયારે સાસરે જાય છે ત્યારે પણ તેમનાં માતપિતાં, ભાઇભાંડુ ઘરનાં કામકાજમાં પુત્રી યા બ્હેનની સલાહની અપેક્ષા રાખે છે, ઉત્સુક રહે છે અને જ્યારે આવા કોઈ પ્રસંગે તેઓ પિતાગૃહે આવે છે ત્યારે તેમના આગમનનું, તેમના વિચારોનું જે સન્માન થાય છે, તેમના આવવાથી પિતાગૃહે જે આનન્દ થાય છે તે બ્હેન યા પુત્રીની મહત્તા, ગૌરવ યથાસ્થિત રીતે દર્શાવી આપે છે.

ગૃહિણી તરીકે, સ્ત્રીની મહત્તા માટે, લાંબા લેખો લખવાની આવશ્યકતા નથી. તેઓ ઘરમાં રહી જે કામકાજ બજાવે છે, ગૃહજીવનમાં તેઓ જે સ્વાર્થત્યાગ બતાવે છે, ધૈર્યથી, સુશીલતાથી, માધુર્યથી, સંસારને સ્વર્ગ બનાવવાને તેઓ જે યત્ન કરે છે તેનો પુરાવો તેમનાં સદાચરણજ છે. દેશના જીવનમાં, જનસમાજમાં જે મહાન પુરૂષો, સ્વાર્થત્યાગનાં, પરાક્રમનાં કામ કરે છે તેમનાં જીવનચરિત્ર લખાય છે, આપણે તેમની વાહવાહ કરીએ છીએ; પરન્તુ ઘરના ખુણામાં, અપ્રસિદ્ધિમાં રહી, સ્ત્રીઓ સંસારમાં રહી, ધૈર્યથી જે સંકટ સહન કરે છે, અનેક પ્રકારનાં સ્વાર્થત્યાગનાં જે નાનાં

મોટાં કામ કરે છે તેની નોંધ લેવાને કોઈ તસ્દી લે તો તે નોંધ પેલાં જીવનચરિત્રો કરતાં, વિસ્તાર તેમજ મહત્તામાં અનેક રીતે વધી જાય. કોઈ પણ ઘરમાં આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે ગૃહિણી હાજર ન હોય તોપણ, ઘરના દરેક વિભાગમાં, ઘરના દરેક ખુણામાં તેનું અસ્તિત્વ આપણને માલમ પડી આવે છે. ગૃહિણીનું પ્રથમ કર્તવ્ય પોતાના પતિ તરફનું છે. એક સુપત્ની સદાચારથી પોતાના પતિના જીવનને કેવું સુખમય, કેવું મધુર, કેવું ઉન્નત કરી શકે છે તેનાં ઇતિહાસમાં તેમ જીવનચરિત્રોમાં ઘણાં દૃષ્ટાંત છે. ઘરનાં કામકાજ કરવા ઉપરાંત, પોતાનાં પતિનાં સુખસગવડ કેમ વધે, તેની અડચણો કેવી રીતે દૂર થાય, જીવનની તેની અનેક પ્રવૃત્તિમાં તેને કેવી રીતે સહાય થવું, પોતાનાં પતિનાં કુટુમ્બીઓને, પોતાનાં સંબન્ધીઓને, પોતાના આડોશીપડોશીને સ્નેહથી, સુશીલતાથી, વિનયથી, સત્કાર્યથી કેવી રીતે પ્રસન્ન રાખવાં તે સુપત્ની જાણે છે. ઘણા દુરાચરણી પતિ તેમની સુપત્નીના સદાચરણથી સુધર્યા છે, આફતમાં સપડાયલા ઘણા દુઃખી પતિ, સુપત્નીનું દર્શન થતાં, તેમનો સહવાસ થતાં, દુઃખમુક્ત થયા છે. સ્ત્રીના આશ્વાસનથી, આગતાસ્વાગતાથી, માવજતથી, સ્ત્રીની હિંમતથી, સ્ત્રીના ધૈર્યથી, તેની સુશીલતા, તેના માધુર્યથી ઘણા પુરુષો નાઉમેદ, નિરાશ થતા, આત્મઘાત કરતા, મૃત્યુને શરણ થતા અટકયા છે. સુપત્ની, સુગૃહિણીની સારી સમજ, અક્કલહુશિયારી અને ડહાપણથી ઘણાં ઘર ખરાબખસ્ત અને આબરૂ બેઆબરૂ થતાં અટકયાં છે.

પુરૂષની માનસિક, શારીરિક અને હૃદયની ઉર્મિઓને સંતોષ આપનાર સ્ત્રી છે. સ્ત્રીની માનસિક, શારીરિક અને હૃદયની ઉર્મિ-

ઓને તૃપ્ત કરનાર પુરૂષ છે.

આ સંસારનું વ્યવહારતંત્ર એક રથ સમાન છે. રથની સુગતિ માટે જેમ બે ચક્રની જરૂર હોય છે તેમ આ વ્યવહારતંત્રરૂપી રથને માટે સ્ત્રી અને પુરૂષ એ બે ચક્રની મોટી આવશ્યકતા રહે છે. જ્યાંસુધી આ રથનાં બન્ને ચક્ર સમાન રીતે બળવાન્, સમાન રીતે ઉત્તમ નથી હોતાં, ત્યાં સુધી વ્યવહારતંત્રની ગતિ વેગવતી અને બળવાન્ હોવાનો ગણો થોડો સંભવ છે. રથના એકાદ ચક્રમાં કાંઈ ન્યૂનતા, કાંઇ નિર્બળતા હોય છે તો તે રથ ધીરે ચાલવાનો, અટકી પડવાનો, ભાંગી પડવાનો સંભવ રહે છે.

આ સ્થળે ડૉ. બેન્જામિન ફ્રેંન્કલિનની એક ઉપમા યાદ આવે છે. તેણે સ્ત્રીપુરૂષને કાતરનાં બે પાનાંની ઉપમા આપી છે. એક પાનાથી જેમ કાતર સંપૂર્ણ કહેવાતી નથી તેમ એકલી સ્ત્રી યા એકલો પુરૂષ મનુષ્યજીવનની સંપૂર્ણતાને પ્રાપ્ત કરી શકતો નથી. કાતરનાં બન્ને પાનાં, તેજદાર, પ્રકાશમાન હોવાથી તેમના બન્નેના એકત્ર બળથી જેમ કોઇ પણ કાગળ, કાપડું અને કેટલીક કઠિન વસ્તુઓ પણ કતરાય છે, કપાય છે તેવેજ પ્રકારે વિદ્યા, સદ્‌ગુણ અને સદ્ધર્મથી બળવાન્, તેજોમય, પ્રકાશમાન્ બનેલા સ્ત્રીપુરૂષના એકત્ર દ્વંદ્વથી જીવનના સુગમ તેમ દુર્ગમ કઠિન માર્ગ પણ સરલતાથી કપાય છે.

અમેરિકન કવિ લોંગફેલો પુરૂષ અને સ્ત્રીને ધનુષ્ય અને પણુચની ઉપમા આપે છે. તે કહે છે કે " જેવી રીતે ધનુષ્યને તેની પણુચ–દોરી હોય છે તે પ્રમાણે પુરૂષને સ્ત્રી છે. જો કે પણુચ, ધનુષ્યને નમાવે છે છતાં તેને અધીન રહે છે, જો કે તે તેને ખેંચે છે છતાં અનુસરીને રહે છે; પુરૂષ અને સ્ત્રીનો સંબન્ધ પણ આ

પ્રકારનો છે. બન્ને એક બીજાની સહાય વિના નિરૂપયોગી છે.''*

સામાન્ય રીતે એમ ધારવામાં આવે છે કે, માનસિક શક્તિમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં ઉતરતી છે. મારા સમજવા મુજબ આમાં, ઉતરતા ચઢતાપણા કરતાં ભેદનો પ્રશ્ન પ્રથમ રજુ થાય છે. આપણે વિચારવું જોઇએ કે મુકાબલો બે સરખી ચીજ વચ્ચેજ થઇ શકે છે; માટે માનસિક શક્તિઓમાં સ્ત્રીઓની પુરૂષો જોડે સરખામણી કરવામાં, તેમ તુલનાથી તેમને પુરૂષોથી ઉતરતી ગણવામાં મોટી ભૂલ થાય છે. વાસ્તવિક રીતે આગળ બતાવવામાં આવ્યું છે તેમ જે કાંઈ પુરૂષમાં હોતું નથી તે સ્ત્રીમાં હોય છે. સ્ત્રીમાં નથી હોતું તે પુરૂષમાં હોય છે. તેઓ એક બીજાનાં સમાન નથી. એક બીજાની ન્યૂનતા, એક બીજાની જરૂરીઆતો પૂરી પાડવામાંજ તેમની સમાનતા, સંપૂર્ણતા અને સુખનો આધાર રહેલો છે. સ્ત્રીઓ કોઈ કામ વિનય, મૃદુતા, દયા, સહજજ્ઞાન, સ્વચ્છતાથી કરવામાં ઉત્તમ ગણાય તો પુરૂષ કોઈ કામ નિશ્ચય, દ્દઢતા, મહેનત અને બળથી પૂરૂં કરવામાં ઉત્તમ ગણાય.

વિજ્ઞાન, કળા, તત્વજ્ઞાન અને ઉદ્યોગમાં સ્ત્રીઓ, પુરૂષો કરતાં સામાન્ય રીતે હજુ ઉત્તમ ગણાઈ નથી, પરન્તુ તે કેટલીક રીતે સંજોગ અને તક મળ્યાને અભાવે છે. પ્રાચીન હિન્દુસ્તાનમાં તેમ અર્વાચીન યૂરોપ, અમેરિકામાં એવી સ્ત્રીઓ માલમ પડી આવી છે,

* "As unto the bow, the cord is,
So unto the man is woman;
Though she bends him, she obeys him,
Though she draws him, yet she follows,
Useless each without the other."

જેમણે વિજ્ઞાન, કળા, તત્વજ્ઞાન આદિ વિષયોના સંબન્ધમાં ઉત્તમ સંશોધન કરી પુરૂષોને ટક્કર મારી છે. ખરી વાત એટલીજ છે કે, પ્રકૃતિથીજ, પુરૂષોથી કેટલીક જૂદી સાંસારિક ફરજો સ્ત્રીઓ માટે નિર્મિત થયેલી હોવાથી, પુરૂષોની સાથે સ્પર્ધામાં ઉતરવાના પ્રસંગ તેમને ઘણા ઓછા મળે છે. સંસારનાં કેટલાંક પોતાંનાં કર્તવ્ય સ્ત્રીઓને જ્યારે પુરૂષની સાથે રહીને કરવાનાં હોય છે ત્યારે કેટલાંક કર્તવ્ય સ્ત્રીઓને પુરૂષોનાં કર્તવ્યથી જુદીજ દિશામાં કરવાનાં હોય છે. પુરૂષોને જ્યારે સામાન્ય રીતે, દુનિયાદારીના મેદાન પર બહાદુરી અને હિમ્મતથી ભરણપોષણ આદિ માટે મહેનત કરવાની છે ત્યારે સ્ત્રીઓએ પ્રધાનપણે બાળકોને ઉછેરવાં, તેમની કેળવણી તરફ લક્ષ આપવું, તેઓ કેવી રીતે બળવાન્, કેવી રીતે ઉન્નત થાય, કેવી રીતે તેઓ નીતિમાન્, ધાર્મિક, શૌર્યવાન્, ધર્યવાન્, સ્વદેશાભિમાની, કર્તવ્યપરાયણ થાય તેને માટે યત્ન કરવા, ગૃહસંસારને નમ્રતા, મૃદુતા, કોમળતા, સહનશીલતા, વિનય, વિવેક આદિ સદ્ગુણોથી શોભાવવો—દીપાવવો એ તેમનું કર્તવ્ય છે. ગૃહસંસારની—જન સમાજની, દેશની ઉન્નતિની કેટલાંક એવાં પણ કાર્ય છે જે સ્ત્રી અને પુરૂષને સાથે રહીને કરવાનાં છે. સ્ત્રી પુરૂષનો સુખદુઃખનો સાથી, જગતનાં કર્તવ્યો બજાવવામાં તેનો એક સહાયક* છે. પુરૂષ તેનું ગુજરાન કરનાર, તેનું રક્ષણ કરનાર છે.

જગતકર્તાએ આ સંસારની રંગભૂમિ પર સ્ત્રી પુરૂષને મૂકતાં તેમને એક સમાન પદપર મૂકયાં છે, જો કે તે બન્નેમાં જુદા જુદા સદ્ગુણ હોય છે, જો કે તે બન્નેને ફરજો જુદી જુદી બજાવવાની હોય છે. એક

---

* धर्मार्थ काम कार्येषु भविष्यामि सहायिनी ।
અર્થઃ—ધર્મ, અર્થ, કામ અને કર્તવ્યમાં હું સહાય કરીશ.

સારંગી, દિલરૂબા, યા તાઉસ પરના સૂરો જુદા જુદા હોય છે છતાં એક સુન્દર સંગીત માટે તે સર્વ સૂરો સમાન રીતે ઉપયોગના હોય છે, તેવીજ રીતે સ્ત્રી પુરૂષ રૂપી સૂરો જુદા હોવા છતાં તેઓનો સમાન રીતે ઉપયોગ થવાથીજ, તેમના ભિન્ન ભિન્ન સદ્દગુણરૂપ સુરો એકઠા થવાથીજ આ જગત્‌માં મનુષ્યજીવનસંગીતના મધુર આલાપ શ્રવણ કરવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત કરી શકાય છે. સંસારની રંગભૂમિ પર મનુષ્યને જે જે ભાગ ભજવવાના છે તે સ્ત્રીએ પુરૂષની સાથે રહી ભજવવાથીજ ઉત્તમ રીતે, સંપૂર્ણ વિજય સાથે ભજવી શકાય છે. જનસમાજના વિવિધ અંગને પ્રીતિની કોમલ સાંકળથી સુબુદ્ધ રાખનાર, એકતા અને સદ્દભાવની અભિવૃદ્ધિ કરનાર સ્ત્રીઓ છે. પ્રીતિની તેઓ પ્રતિમા છે. જ્યાં ત્યાં તેઓ પુરૂષોના જીવનમાર્ગ પર પવિત્ર પ્રીતિનાં આનન્દકુસુમ વેરે છે. સંસાર સમુદ્રનાં વિવિધ પ્રકારનાં સંકટરૂપ ખડકો અને ભિન્ન પ્રકારના ઉદ્વેગરૂપ મોજાં દૂર રાખી, સંસારસાગર તરવાના સાધનરૂપ નૌકા, સ્ત્રી છે.

જેમ પ્રાચીન ધર્મ પુસ્તકોમાં–વેદ, પુરાણાદિમાં સ્ત્રીઓને સન્માનનીય ગણવામાં આવી છે. સ્ત્રીને અર્ધાંગના, દેવી, ગૃહદેવી, સહધર્મચારિણી, કલ્યાણી, આદિ સુન્દર, મનોહર, મધુર, આકર્ષક નામો આપવામાં આવ્યાં છે, તેમ ઇસ્લામ ધર્મમાં પણ સ્ત્રીઓને તેવુંજ ઉચ્ચપદ આપવામાં આવ્યું છે. હજરત પયગમ્બરે કહેલું છે કે " સ્ત્રીઓ માણસોનો અર્ધો ભાગ છે. જગત્‌માં જે કાંઇ વસ્તુઓ છે તે મૂલ્યવાન છે, પરન્તુ તે સઘળી વસ્તુઓમાં સર્વોત્તમ એક સદ્દગુણી સ્ત્રી છે, અલ્લાહતાલાએ તમને આજ્ઞા કરી છે કે તમારી સ્ત્રીઓને સારી કેળવણી આપવી કારણ કે તેઓ તમારી માતા, પુત્રીઓ અને કાકી જેવી છે. સ્ત્રીઓના હક્કો ઘણા પવિત્ર છે. તેઓને જે

હક્ક આપવામાં આવ્યા છે તે નિભાવવા તમારે કાળજી રાખવી. કોઇ પણ મુસલમાને પોતાની સ્ત્રીને ધિક્કારવી ન જોઇએ. તેનાં કોઈ એક વર્તનથી નાખુશ થવા જેવું હોય તો તેના બીજા સદ્‌ગુણથી ખુશ થવું. જે શખ્સ એક ગરીબ અને વિધવા ઓરતને આશ્રય આપે છે તેને અલ્લાહના નામની ખેરાતનું અને એક આખી રાત્રીની બંદગીનું પુણ્ય થાય છે. જેઓ પોતાની પુત્રીઓ અને બ્હેનોને મદદ કરે છે અને તેમને સદ્‌વર્તનની શિક્ષા આપે છે તથા તેઓ ઉમ્મર લાયક થાય ત્યાંસુધી તેમના પર મમતા રાખે છે તેઓ બહેસ્તનું સુખ પ્રાપ્ત કરે છે. એક સદ્‌ગુણી સ્ત્રી માણસનો સરસમાં સરસ ખજાનો છે.”

અંગ્રેજજનસમાજમાં સ્ત્રીનું સન્માન ઘણું છે. જીવનના દરેક વ્યવહારમાં તેઓ તેમને ઘણું સન્માન આપે છે. તેમની અગવડો, તેમની અડચણો, તેમને લેવો પડતો શ્રમ, તેમના પર પડતી આફતો દૂર કરવાને, તેમને કોઇ પણ પ્રકારની મુઝવણ, ગભરાટ, અગવડ, અડચણમાંથી મુક્ત કરવાને તેઓ કોઇ પણ જાતની મહેનત, કોઇ પણ જાતનો આત્મભોગ આપવાને ચૂકતા નથી. તેઓ તેમને “ કોમળ, સુન્દર જાતિ ” એ નામથી ઓળખે છે. પત્ની એ પતિના વધારે સારા અર્ધા ભાગ તરીકે ગણાય છે. કોઇ પણ મિલાવડામાં, કોઇ પણ સ્થળે, ઘરમાં યા બહાર, જનસમાજમાં તેઓ સ્ત્રીઓને પ્રથમ સ્થાન આપી પોતે ગૌણસ્થાન ખુશીથી, આનન્દ સાથે સ્વીકારે છે. સ્ત્રીઓ તેમના સુન્દર હૃદય, તેમની કોમળતા, તેમની કમનીયતા, તેમની નાજુકાઇ, તેમની મૃદુતા—આ સર્વ મનોહર સદ્‌ગુણોને લીધે ખરેખર આ સન્માનને પાત્રજ છે.

જગતની માતા સ્ત્રી છે અને માતા તરીકે સ્ત્રીનું સંસારમાં

સર્વેથી–પુરૂષથી પણ ઉચ્ચપદ છે. દરેક મહાન્ પુરૂષ, દરેક મહાત્મા પછી તે ઇશ્વરનો અવતાર હો, પયગમ્બર હો, ધર્માચાર્ય હો, ઇશ્વરનો મહાન ભક્ત હો, મહાન્ વીર યા બળવાન્ યોદ્ધો હો, દાતા હો, મહાન્ વિદ્વાન વા મહાન્ સંશોધક હો—જેણે ધર્મના સિદ્ધાન્તોથી, ધર્મપ્રકાશથી, ભક્તિ વા શૌર્યથી, દાન વડે, વિદ્યાના ચમત્કાર વડે વા મહા સંશોધનથી જગતને મોહિત કર્યું હોય—પણ તે સર્વ સ્ત્રીના ઉદરથીજ જન્મ પામેલા હોય છે–જન્મ પામે છે. રામચન્દ્રજી, કૃષ્ણચન્દ્ર, ધ્રુવ, પ્રહ્લાદ, શંકર, વ્યાસ, વસિષ્ટ, વાલ્મિક, ગૌત્તમબુદ્ધ, મહમદ પયગમ્બર, જીસસ ક્રાઇસ્ટ, શંકરાચાર્ય, ચૈતન્ય, નાનક, રામાનુજ, નરસિંહ મહેતો, માર્ટિન લ્યુથર, અર્જુન, ભીમ, પ્રતાપ, શિવાજી, અકબર, નેપોલિયન, જ્યોર્જ વોશિંગ્ટન આદિ નરરત્નો સ્ત્રીઓથીજ જન્મ પામ્યાં હતાં, સ્ત્રીઓનાજ ખોળામાં સ્ત્રીઓનાજ લાલન, પોષણ, સુરક્ષણ અને સંભાળથી તેઓ ઊછર્યા હતા. સ્ત્રીઓ વિના જગતની અભિવૃદ્ધિ, જગતના વ્યવહાર, જગતની ઉન્નતિ થવી બહુ મુશ્કેલ છે. સામાન્ય રીતે સ્ત્રીઓના અધમાચાર પ્રકટ કરવા માટે પ્રસિદ્ધિ પામેલા કવિ શામળ ભટને પણ એક સ્થળે સ્ત્રીના સદ્ગુણો સ્વીકારવા પડયા છે. તેમણે એક ઠેકાણે કહેલું છે કે:—

રામા રત્નની ખાણ, જાણ રંભા એ રૂડી;
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી;
શોભે જળહળ ગેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા કેરૂં સદન, વદન હશી રાખે રાજી;
ભડ ભોજ કરણ વિક્રમ અને હરિશ્ચંદ્રની હારના;
પંડિત ચતુર પુર પારખી, નૃપતિ નેટ સુત નારના.

* * * *

બાળપણે થઈ માત, મટાડે પીડા મનની;
જોબનમાં દે રંગ, સંગસુખ ટાઢક તનની;
સુખ દુઃખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી;
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી.

*  *  *  *  *

કુળ શુદ્ધ મળે જો કામની, સ્વામીને સુખ દે સતી,
હું એમ વિચારૂં આપથી, પુણ્યવન્ત તેનો પતિ.

*  *  *  *  *

વળી હોય સતી શુભ સાધવી, પુણ્યવંતી તે પારખી,
છે નીચ કોઈક જ નારીયો, સ્વભાવે નહિ સહુ સારખી.

તેમના કવનનું મુખ્ય તાત્પર્ય એ છે કે સ્ત્રીઓ સૌન્દર્યની પ્રતિમા છે, જગતમાં આનન્દની અભિવૃદ્ધિ કરનાર, ગૃહસંસારને શોભાવનાર, દીપાવનાર સ્ત્રીઓજ છે. તેઓ રત્નની ખાણ છે. ભોજ, વિક્રમ આદિ ભડવીર, કરણ, હરિશ્ચંદ્ર આદિ જેવા ધર્માત્મા, મહાન્ પંડિતો, ચતુર પુરૂષો, શાહજાદાઓ અને શહેનશાહો તેઓનાથીજ ઉત્પન્ન થયેલા છે. બાળક અવસ્થામાં માતા તરીકે, તેમ યુવાવસ્થામાં પત્ની તરીકે સુખ આપનાર, પુરૂષના સુખદુઃખમાં સમાન ભાગ લેનાર સ્ત્રીઓજ છે. આ સંસારમાં, જે પુરૂષને એક પવિત્ર, સુખકર સ્ત્રી મળે તેનાં સદ્‌ભાગ્ય છે. કવિ વળી કહે છે કે સ્ત્રીઓમાં નીચ કોઇકજ હોય છે. બધી સરખી હોતી નથી. કબીરસાહેબ પણ એક સ્થળે આને મળતાજ ઉદ્‌ગારો કાઢે છે. તેઓ કહે છે કેઃ—

नारीकुं निन्दो नहि, नारी नरकी खान;
जिस खानी सें पेंदा हुवे, भीष्म राम हनुमान.

અર્વાચીન સમયનાં દૃષ્ટાંત લઇએ તો આપણા રામમોહનરાય, આપણા રાનડે, આપણા કેશવચન્દ્રસેન, ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર, આપણા દાદાભાઇ, આપણા ટાટા, આપણા બોસ, આપણા ગોખલે સર્વ મહાન્ પુરૂષોને જન્મ આપનાર સ્ત્રીઓજ હતી. તેમની મ- હત્તા, તેમના યશસ્વી જીવનનું આદિ કારણ તેમની માતાઓજ હતી.

જગતમાં સ્ત્રીઓ પ્રેમનો, પ્રીતિનો, સ્નેહનો અવતાર છે. સ્ત્રીઓનું હૃદય સ્વભાવથીજ કોમળ, સ્વભાવથીજ મૃદુ હોય છે. હૃદયની લાગણીમાં, સહાનુભૂતિમાં, પ્રીતિમાં, પ્રેમમાં તેઓ પુરૂષ કરતાં આગળ વધી જાય છે. પુત્રી તરીકે, બહેન તરીકે, કુલવધુ તરીકે, માતા તરીકે, પડોશણ તરીકે સ્ત્રીઓનું જીવન પ્રીતિમયજ જણાય છે. પિતા, ભાઇ, પતિ, પુત્ર, પડોશી પુરૂષ જ્યારે પોતાનાજ સ્વાર્થમાં, પોતાનાજ સુખમાં ગુંથાયલો રહે છે, માતા પિતા, ભાઇભાંડું, પોતાની સ્ત્રી તથા પડોશીનાં સુખ દુઃખ તરફ સામાન્ય રીતે ભાગ્યેજ લક્ષ આપે છે ત્યારે સ્ત્રીઓ અનેક રીતે પોતાનાં સંબન્ધીઓનાં દુઃખથી દુખાય છે, ને તેમને બનતી મદદ કરે છે. કોઈ પણ પ્રાણી, કોઈ પણ મનુષ્યને, આપત્તિમાં જોઈ, દુઃખી જોઈ તેઓનું દિલ સાહજિક રીતે દુખાય છે. પુરૂષનું દિલ કઠિન, કેટલીક રીતે કઠોર પણ હોય છે સગું યા સ્નેહી ન હોય, તેનું મૃત્યુ થાય અથવા તેના પર બીજી કોઈ મોટી આફત આવી પડે છે તો પુરૂષ તેની ઉપેક્ષા કરે છે, તે તરફ ઐાદાસીન્ય દર્શાવે છે; પરન્તુ સ્ત્રીઓ ગભરાઇ જાય છે, તેમને એકદમ લાગણી થઈ આવે છે, તેમનું હૈયું ભરાઇ આવે છે, તેમની આંખમાં આંસુ આવી જાય છે, તેને દિલાસો આપવાને, તેને બનતી મદદ કરવાને, તેમને સ્વભાવિક વૃત્તિ થઈ આવે છે. સ્ત્રીજાતિને સંબોધી સ્કૅાટ કવિએ કહેલું છે કે

"જ્યારે દુઃખ અને વેદનાથી અમારાં મગજ તૂટી જતાં હોય છે ત્યારે તું અમારી તબીયત સાચવનાર પરી, સુન્દર અપ્સરાનું કામ કરે છે."*

દયાનાં ઉદારતાનાં કામ કરવાની વૃત્તિ, વલણ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધારે સ્વાભાવિક, વધારે બળવાન્ હોય છે. આ તેમના સદ્‌ગુણને લીધે, પત્ની અને માતા તરીકે કર્તવ્યો બજાવવા ઉપરાંત સ્ત્રીઓ જનસમાજની પણ સેવા ઉઠાવી શકે છે, જનસમાજ ઉપર પણ ઘણો ઉપકાર કરી શકે છે. પરમકૃપાળુ પરમેશ્વરે સકલસૃષ્ટિ ઉત્પન્ન કરી છે. સ્ત્રીપુરૂષનો પણ તેમાં સમાવેશ થાય છે તો ઇશ્વર પ્રત્યેની કૃતજ્ઞતાની લાગણી દાખલ કેટલીક ફરજો સ્ત્રીપુરૂષે બજાવવી જોઇએ, અને તે એ કે તેણે ઉત્પન્ન કરેલાં તમામ પ્રાણીઓ પર, પ્રીતિ રાખવી, તેમનું ભલું કરવું, સંપથી હળીમળી ચાલવું, એક બીજાની આબાદી માટે યથાશક્તિ યત્ન કરવા, પોતાનાં ગરીબ પડોશીની, પોતાના ગામના નિરાધાર લોકોની, પોતાના દેશનાં લાચાર મનુષ્યોની, તેમનાં બાળકોની પોતાની દુઃખી બહેનો ી સંભાળ રાખવી, ખબર લેવી, તેઓ સારી કેળવણી પામે, તેઓનો ઉદય થાય તેવો પ્રયાસ કરવો, પોતે સુશિક્ષિત હોય તો પોતાની અજ્ઞાન બહેનોને, ગરીબ લોકોનાં બાળકોને સુશિક્ષિત કરવાને માટે મહેનત લેવી, એ જનસમાજના એક અંગ તરીકે સ્ત્રીનું કર્તવ્ય છે અને તે કર્તવ્ય સારી રીતે બજાવવાની તેનામાં યોગ્યતા છે. દેશની ઉન્નતિ માટે કેળવાયલી સ્ત્રીઓની, સ્ત્રીશિક્ષકોની, સ્ત્રી-ઉપદેશકોની જરૂર છે તે સાથે જન

* When pain and anguish wring the brow,
A ministering angel thou!

સમાજનાં સુખસગવડ માટે ઓહાકતરોની, કેળવાયલી સૂતિકા[1] અને પરિચારિકાઓની[2] પણ ઘણી જરૂર છે. આવી સ્ત્રીઓ સંખ્યાબન્ધ તૈયાર થાય, સંખ્યાબન્ધ મળી આવે તો દેશને કેટલો લાભ થાય તે સહેજ સમજી શકાય એમ છે. આવી સ્ત્રીઓ દેશમાં સ્ત્રીકેળવણીનો બહોળો પ્રચાર કરી પોતાના પડોશીનાં, ગામનાં યા દેશનાં કે અનાથાશ્રમમાં મૂકવામાં આવેલાં નિરાધાર, અનાથ બાળકોની ખબર લઈ, તેમને સારી સ્થિતિમાં લાવવા યત્ન કરી પોતાની અજ્ઞાન બહેનોને, ગૃહસંસારની તેમજ જનસમાજ તરફની ફરજોનું ભાન કરાવી, અપંગ, અશક્ત, લાચાર, બિમાર મનુષ્યોની માવજત, સારવાર કરી, દેશનાં સંકટ ટાળવામાં, દેશોદય કરવામાં ઘણી મદદ કરી શકે છે.

આ ઉપરથી સ્ત્રી, સ્ત્રી તરીકે, પત્ની તરીકે તેમ માતા તરીકે જગતમાં કેવો અગત્યનો, કેવો ઉપયોગી ભાગ ભજવે છે તથા જગતના વ્યવહારતંત્રમાં સ્ત્રીઓનું કેવું ઉચ્ચપદ છે તે સ્પષ્ટ માલમ પડી આવે છે.

કોઇ પણ દેશનું મુખ્ય ધન, ખરી સંપત્તિ, તેના મહાન્ પુરૂષો, સુચરિત સન્નારીઓ છે. મહાન્ પુરૂષો તેમ મહાન્ સદ્‌ગુણી સ્ત્રીઓ, મહાન્ માતાઓ વડેજ ઉત્પન્ન થઇ શકે છે માટે દેશની ઉન્નતિ કરવી હોય, મહાન્ નરો અને સન્નારીઓ મોટી સંખ્યામાં જોવાની દેશની પ્રજાને અપેક્ષા હોય તો ભવિષ્યની માતાઓ મહાન્ કેમ થાય તે માટે વિચાર કરવાની, તેઓ વધારે બળવાન્, વધારે બુદ્ધિમાન, વધારે સદ્‌ગુણી, વધારે નીતિમાન, વધારે ભક્તિમાન

૧ દાયણ. ૨ માંદાની માવજત કરનાર, સંભાળ રાખનાર સ્ત્રીઓ.

કેમ બને તેને માટે સુમાર્ગ શોધી કાઢવાની, તેમનાં કાર્યની ગણના થવાની પ્રથમ આવશ્યકતા છે.

એક સમયે નિપોલિયન બોનાપાર્ટે પોતાના દરબારમાંની સન્નારી મેડમ ડ કમ્પાંને પ્રશ્ન કર્યો કે કેળવણીની પ્રાચીન રીતિઓ નિર્માલ્ય છે, પ્રજાની યોગ્ય કેળવણી માટે શેની અગત્ય છે, શેની ન્યૂનતા છે? આના જવાબમાં તે સન્નારીએ જણાવ્યું કે "સારી માતાઓની." આપણને સર્વને વિદિત છે કે બાળક જન્મે છે, ત્યારથી સમજણું થાય છે, પુખ્ત ઉમ્મરનું થાય છે, ત્યાંસુધી માતાના સંગમાં રહે છે. જગત્‌નાં બીજાં સર્વ મનુષ્યો કરતાં માતાના સંગમાં આ અવસ્થામાં તે વિશેષ રહે છે. ભાગ્યાતૃટ્યા પ્રથમ શબ્દ તે પોતાની માતા પાસેથીજ શીખે છે, ખરૂં ખોટું આચરણ, જગત્‌વ્યવહારનું પ્રથમ પગલું તે માતા વડેજ ભરતાં શીખે છે. બાળકજીવન પર માતાની જેટલી અસર થાય છે, તેટલી પિતાની થતી નથી; કારણ કે સીધી રીતે બાળકને માતાના સંગમાં રહેવું પડે છે તેના કરતાં ઘણુંજ ઓછું પિતાના સંગમાં રહેવું પડે છે.

બાળકોમાં પ્રકૃતિથીજ અનુકરણ કરવાનો ગુણ રહેલો છે. અનુકરણ કરવાની આ તેમની શક્તિ ગ્રહણ કરવાની શક્તિ એટલી તીવ્ર હોય છે કે બાળક જેટલું બે ત્રણ વર્ષની ઉમ્મરમાં ગ્રહણ કરે છે, શીખે છે તેટલું તે બાકીના સમસ્ત જીવનમાં ગ્રહણ કરી શકતું નથી, શીખી શકતું નથી. જીવનના ઉદયકાળમાં બાળકો આગળ તેમની માતાનું જીવન એક દૃષ્ટાંત રૂપે રહે છે અને આપણે જાણીએ છીએ કે બાળકો, બળવાન્ કે નિર્બળ, બુદ્ધિમાન્ કે બેવકૂફ, બહાદુર યા બીકણ, ધૈર્યવાન્ કે ઉગ્ર સ્વભાવનાં, ડાહ્યાં કે ગાંડાં, સભ્ય કે અસભ્ય, નીતિમાન્ કે અનીતિમાન્ નીવડવાનો મોટો આધાર માતા ઉપર રહે છે. માતાજ જો મૂર્ખ, માતાજ જો

નિર્બળ, બીકણ, માતાજ ઉગ્ર સ્વભાવની, વિવેક–વિનયશૂન્ય હોય, માતાજ દુર્ગુણનો ભંડાર હોય તો તેનાં બાળકો બળવાન્ સદ્ગુણી તેમ હુશિયાર નીવડવાનો ઘણોજ ઓછો સંભવ રહે છે. ગૃહજીવનને ઉચ્ચ, અનુકરણીય બનાવવાનું કામ, સ્ત્રીઓનું–માતાઓનું છે. પરન્તુ ઘરમાંજ અનેકપ્રકારના ટંટાબખેડા, ગરવ્યવસ્થા, અનેક દુર્ગુણોનાં દર્શન થતાં હોય તો ગૃહજીવન ઉચ્ચ અને અનુકરણીય બનવું અશકય છે. આવા ગૃહજીવનથી બાળકોના જીવન પર શુભ મુદ્રા પડવી અસંભવિત છે.

માતાની મહત્તા, માતાની બાળકજીવન પરની અસર વિષે લખતાં ડૉ. સ્માઇલ્સ જણાવે છે કે કુટુમ્બમાં પિતા, વખતે, દુર્ગુણી, ખરાબ હોય પણ માતા સારી હોય તો બાળક સારાં નીવડે છે, તે સાથે એમ પણ કહીએ તો ખોટું નથી કે પિતા સારો હોય પણ માતા ખરાબ હોય તો બાળકો ખરાબ નીવડે છે. એક અંગ્રેજી કવિ આ સંબંધમાં જણાવે છે કે "જેવી માતા હોય છે તેવાં તેનાં બાળક હોય છે. સર્વ પ્રકારની આશાઓ અને ભીતિ સહિત, ઉંઘતા પુત્રના પારણા પર, માતાનાં જે ઉત્પાદક, બોધક દૃષ્ટિકિરણ પડે છે તેથી બાળહૃદયનું જે બંધારણ બંધાય છે તે ગમે તેવાં લાડ લડાવનાર પિતાની ગમે તેવી પણ ડહાપણ ભરેલી સંભાળથી બંધાઈ શકતું નથી."+

---

+ "Children are what their mothers are,
No fondest father's wisest care,
Can fashion so the infant heart,
As these creative beams that dart,
With all their hopes and fears, upon
The cradle of a sleeping son." —*Landor.*

કોઇ પણ દેશ, રાજ્ય યા પ્રજાની ઉન્નતિનો મુખ્ય આધાર તે-દેશના, તે રાજ્યના, તે પ્રજાના દરેક કુટુમ્બ, દરેક સ્ત્રી, દરેક પુરૂષ, દરેક બાળક ઉપર રહેલો છે. મહાન્ રાજ્ય, યા મહાન્ પ્રજા થવામાં રાજ્યની દરેક પ્રજાને, કુટુમ્બના દરેક મનુષ્યને, સ્ત્રી તેમ પુરૂષોને, બાળકોને ઘટતું સ્વાતંત્ર્ય મળે અને તે સ્વાતંત્ર્ય વડે દેશોદય કરવાની યોગ્યતા, બળ સંપાદન કરી દરેક વ્યક્તિ યોગ્ય પ્રયાસ કરે તો કોઇ પણ દેશની યા પ્રજાની ઉન્નતિ થવી મુશ્કેલ નથી. જ્યાંસુધી સ્ત્રીઓના સંસારના પદની ઉચ્ચતા, તેમની પ્રતિષ્ઠા, તેમની ઉપયોગિતા સમજવામાં નહિ આવે, તેનો સ્વીકાર નહિ થાય, સ્ત્રીઓને પ્રજાકીય જીવનની ઉન્નતિના એક મુખ્ય સાધાન તરીકે ગણવામાં નહિ આવે, જ્યાંસુધી પ્રજાનો ગૃહસંસાર સુધરશે નહિ, કેળવણી વડે, સ્ત્રીઓમાં સંસારવ્યવહાર સુગમતા અને કુનેહમંદીથી, સરળતા, પ્રમાણિકતા, હિમ્મત અને ધૈર્યથી ચલાવવાની શક્તિ નહિ આવે, સ્ત્રીઓને જ્યાંસુધી ઉત્તમ પત્ની, ઉત્તમ માતા, અને નગરની—દેશની એક ઉત્તમ સ્ત્રી બનાવવાને યત્ન કરવામાં નહિ આવે, જ્યાંસુધી સ્ત્રીઓમાં, બાળકોની, ભવિષ્યની પ્રજાની, શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરવાનું સામર્થ્ય નહિ આવે ત્યાંસુધી દેશોદયની, લોકકલ્યાણની આશાઓ વ્યર્થ છે. ઈંડિયન નેશનલ કોન્ગ્રેસના પિતા સમાન ગણાતા મિ. એ ઓ. હ્યુમે મિ. બહેરામજી મેરવાનજી મલબારી ઉપર એક પત્ર લખતાં જણાવ્યું હતું કે, “ દરેક પ્રકારના મતના રાજકીય સુધારકે એક વાત સ્મરણ બહાર ન રાખવી જોઇએ અને તે એ છે કે પ્રજાના સ્ત્રીતત્વની ઉન્નતિનું કાર્ય, તેમની રાજદ્વારી હીલચાલ સાથે સમાન ગતિથી નહિ ચાલે તો દેશને રાજદ્વારી હકો અપાવવા-

ની તેમની સઘળી હીલચાલ, તેમના સઘળા યત્ન નિષ્ફળ જશે.*

ઇંગ્લંડના મર્હુમ વડા પ્રધાન ઑન. મિ. ડબલ્યુ. ઇ. ગ્લૅડસ્ટને એક સ્થળે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે કે કોઇ પણ દેશની ઉન્નતિની પરીક્ષા, તે દેશના જનસમાજમાં સ્ત્રીઓને જે પદ આપવામાં આવે છે તે પરથી થઇ શકે છે. પ્રાચીન સમયમાં જગત્ના અન્ય સર્વ દેશો અવિદ્યા અને અજ્ઞાનના તિમિરાવરણથી ઢંકાયેલા હતા, કેવળ અનાર્ય, કેવળ જંગલી અવસ્થામાં હતા, અને આર્યાવર્ત જ્યારે, ધર્મ, શ્રદ્ધા, ભક્તિ, વિદ્યા, કળા અને ધનસંપત્તિ, દરેક વિષયમાં ઉન્નતિને શિખરે હતો ત્યારે દેશની સ્ત્રીઓનું, સંસારમાં ઘણું ઉચ્ચપદ, ઘણું સારૂં સન્માન હતું. સંસારના દરેક વ્યવહારમાં, સ્ત્રીઓના દરેક કર્તવ્યમાં, તેમને કોઇ પણ પ્રકારનો અયોગ્ય પ્રતિબન્ધ નહોતો. તેમને તેમના મહત્વ મુજબ ઘટતું સ્વાતંત્ર્ય આપવામાં આવતું; તેથીજ દેશની તે સમયની સ્ત્રીઓ કેળવાયલી, બળવાન્, બુદ્ધિમાન્,વિદ્વાન્, ધાર્મિક અને ભક્તિમાન હતી, તેથીજ હિન્દુસ્તાનમાં, શૂરવીર, ધાર્મિક, વિદ્વાન્, બુદ્ધિમાન્, બળવાન્ મહાનુભાવ નરરત્નોનો, નરવીરોનો ઉદ્ભવ થઇ શકતો–તેથીજ આર્યાવર્તની ઉન્નતિ હતી.

હાલની આપણી દુર્દશા, આપણી અવનતિનું મુખ્ય કારણ સ્ત્રીઓની અવગણના, સ્ત્રીઓ તરફનું આપણું દુર્લક્ષ છે. પ્રાચીન સ-

* "Political reformers of all shades of opinion should never forget, that unless the elevation of the female element in the nation proceeds *pari passu* with their work, all their work for the political en franchisement of the country, will prove in vain."

મયની માફક સ્ત્રીઓને તેમનું વાસ્તવિક પદ આપવામાં આવે, તેમની મહત્તા, તેમની યોગ્યતા સમજવામાં આવે, આ જગત્‌માંનું કર્તવ્ય તેઓ યથાસ્થિત રીતે, યથાવત્, બજાવી શકે તે માટે તેમના પરના કેટલાક અયોગ્ય અંકૂશ દૂર કરી ઘટતું સ્વાતંત્ર્ય આપવામાં આવે, તેમને બળવાન્, બુદ્ધિવાન્, નીતિમાન અને ધાર્મિક બનાવવાને યોગ્ય શિક્ષણ આપવામાં આવે તો જગતના સર્વ દેશોમાં હિન્દુસ્તાન ઉન્નતિની બાબતમાં ફરી આગળ પડી શકે તેમાં જરા પણ સંદેહ નથી. હિન્દુસ્તાનમાં આવેલી મિસિસ મિચેલ નામની એક સ્ત્રીદાકતરે દેશની દુર્દશા વિષે બોલતાં આ વિચારોને અનુશરીને જણાવ્યું છે કે:—" આપણી કેવી અપરિમિત અવનતિ થયેલી છે તે વિષે વિચાર કરો અને સ્ત્રીઓને, તેમને યોગ્ય સ્થાને, યોગ્ય પંક્તિ પર, યોગ્ય પદ પર લઈ જવામાં, તેમને તેમના પ્રાચીન હક્ક આપવામાં હરકત નાંખો નહિં."* ૧૯૦૬ ની સાલની કલકત્તા ખાતે મળેલી સાંસારિક સુધારણા–પરિષદ્ વખતે એક ઠરાવ રજુ કરતાં હૈદ્રાબાદવાળાં મિસિસ સરોજિની નાયડુએ આજ વિચારો વધારે સબળતાથી, વધારે અસરકારક રીતે જણાવ્યા હતા. તેમના તે વિચાર ઘણા લક્ષમાં લેવા જેવા, મનન કરવા જેવા છે. પુરૂષોને સંબોધી તેમણે જણાવ્યું હતું કે–" સ્ત્રીઓને તેમના પ્રાચીન હક્ક પાછા આપવાને હું તમને દાબીને સૂચના કરૂં છું કારણ કે મેં જણાવ્યું છે તે મુજબ ખરી રીતે પ્રજાને તૈયાર કરનાર અમે છીએ, તમે નથી, દરેક પ્રકારની ઉન્નતિના કામમાં, અમારી ખરી સહાય

* "Consider how immeasurable is our fall and in God's name, impede not the elevation of woman to her proper rank and her restoration to her old rights."

વિના તમારી કોન્ગ્રેસો અને કોન્ફરન્સો નિષ્ફળ જવાની. તમારા સ્ત્રી-વર્ગને કેળવણી આપો એટલે પ્રજાનું હિત તેની મેળે થઈ રહેશે. કારણ કે જેનો હાથ પારણું ઝુલાવે છે તેનીજ આ દુનિયા પર ખરી સત્તા છે એ વાત જેમ આગળ ખરી હતી, અને આજે પણ ખરી છે, તેમ મનુષ્યજીવના અંત સુધી પણ તે ખરી રહેશે+

પ્રાચીન કાળમાં સ્ત્રીઓની મહત્તા, તેમની ઉપયોગિતા, તેમના ઉચ્ચપદનો જનસમાજમાં કેવો સારી રીતે સ્વીકાર થતો, ધીમે ધીમે સ્ત્રીઓની આ દેશમાં, ગણના કેવી રીતે ઓછી થતી ગઈ, અવગણના થતી ચાલી, અને હાલ સ્ત્રીઓનો કેટલો અનાદર, કેટલો તિરસ્કાર થાય છે, તેમ થવાનાં કારણ શાં છે વગેરે તપાસવું જરૂરનું છે. આ બાબતની સવિસ્તર તપાસ આગળ ઉપર કરવામાં આવશે.



---

+"I charge you to restore to your women their ancient rights, for, as I have said, it is we and not you, who are the real nation-builders, and without our active co-operation at all points of progress, all your congresses and conferences are in vain. Educate your women, and the nation will take care of its self, for, it is true to day, as it was yesterday and will be to the end of human life, that the hand that rocks the cradle, is the power that rules the world."

# પ્રકરણ ૨ જું.

—×—

## સ્ત્રીઓનું પ્રાચીન, અર્વાચીન પદ.

——×–०–×——

**વેદકાલ, રામાયણ અને મહાભારતનો સમય, પુરાણકાલ, મુસલમાનોનો સમય, અંગ્રેજોનો સમય.**

જે સમયે લગભગ સમસ્ત જગતની પ્રજાઓ, કેવળ જંગલી, કેવળ અજ્ઞાન, કેવળ અન્ધકારમય અવસ્થામાં હતી, જે સમયે જગતની સર્વ પ્રજાની સ્ત્રીઓ અભણ, અજ્ઞાન, પશુવત્ સ્થિતિમાં હતી, જગતના સુધરેલા ગણાતા દેશો પૈકી રોમ અને ગ્રીસની સ્ત્રીઓ પણ માત્ર ગુલામ અને દાસની સ્થિતિમાં હતી, તે સમયે હિન્દુસ્તાન, વિદ્યાકલાથી વિભૂષિત, પ્રકાશમાન, કીર્તિમાન્ હતો, તે સમયે હિંદુસ્તાનની સ્ત્રીઓ સુશિક્ષિત, નીતિમાન્, ધાર્મિક હતી, ઘરમાં તેમ ઘર બહાર, જનસમાજમાં સન્માનનીય ગણાતી. પ્રાચીન સમયમાં સ્ત્રીઓને જે પદે મૂકવામાં આવતી, જનસમાજમાં તેમનું જે સન્માન થતું તે ઉપરથી તે વખતના લોકોની સ્થિતિ કેટલી ઉન્નત, કેટલી ઉચ્ચ, કેટલી આબાદ, કેટલી શિષ્ટ, સુધરેલી હતી તે માલુમ પડી આવે છે. રોમ અને ગ્રીસ પ્રાચીન સમયમાં ઉન્નતિને શિખરે પહોંચેલાં ગણાય છે પરન્તુ ત્યાં પણ સ્ત્રીઓને કોઈ પણ પ્રકારનું જોઇએ તેવું સ્વાતંત્ર્ય નહોતું, કોઇ પણ પ્રકારનું ઉચ્ચ શિક્ષણ તેમને આપવામાં આવતું નહિ. ગ્રીસમાં પુરૂષોને રાજસેવા તરફ લક્ષ આપવાની એટલી ફરજ રહેતી કે તેમાં કુટુ-

મ્બની ખટપટ, કુટુમ્બસેવા વચ્ચે આવતી તો સ્ત્રીઓના કેટલાક હક્ક છીનવી લેવામાં આવતા.

## વેદકાલ.

વેદકાલમાં, એટલે મિ રમેશચન્દ્ર દત્તના કહેવા મુજબ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ–એ સમયમાં, આ દેશની સ્ત્રીઓની દશા કેટલી ઉચ્ચ, કેટલી ઉન્નત હતી, જનસમાજમાં તેમની કેટલી પ્રતિષ્ઠા હતી, તેમને કેવું ઉચ્ચ પદ આપવામાં આવતું હતું તેનાં પ્રત્યક્ષ પ્રમાણુ આપણને વેદમાંથી જ માલમ પડી આવે છે. આ પ્રમાણુ ગમે તેવાં ઝાંખાં છે પરંતુ તે સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે તે સમયમાં સ્ત્રીઓની સ્થિતિ ઉચ્ચ, ઉન્નત અને સન્માનપાત્ર હતી. સાંપ્રત સમયમાં રીતરિવાજને અંગે, સ્ત્રીઓ પર, સ્ત્રીજીવન પર, તેમના વર્તન પર જે કેટલાક અંકૂશ છે તે તે સમયે નહોતા. તે વખતની સ્ત્રીઓના જીવનનું અવલોકન કરતાં સ્પષ્ટ માલમ પડી આવે છે કે સ્ત્રીપુરૂષના સંસારના લગભગ દરેક કર્તવ્યમાં સમાનતા રહેતી અને જે વાજબી, વાસ્તવિક સ્વાતંત્ર્ય સ્ત્રીઓને આપતાં હાલ પુરૂષવર્ગ ખંચકાય છે, સંકોચ પામે છે તે સ્વાતંત્ર્ય તે વખતે સ્ત્રીઓને મળતું. તે કાલમાં છોકરીઓની પુત્રની માફક જ સંભાળ લેવામાં આવતી. છોકરીઓનો તિરસ્કાર વેદમાં કોઇ પણ સ્થળે જોવામાં આવતો નથી. રૂગ્વેદમાં એક ઠેકાણે એવું વચન છે કે પુત્રને ક્રિયાનો અધિકારી ગણવો, પુત્રીને સન્માનિત ગણવી. આ ઉપરથી કહી શકાય કે તે સમયમાં કોઈ પણ રીતે પુત્રીને તિરસ્કારપાત્ર યા હલકી ગણવામાં આવતી નહિ. પુત્રીને સુશિક્ષિત કરવામાં આવતી અને વિદ્યાભ્યાસથી તે સારૂં જ્ઞાન પ્રાપ્ત કરતી, ત્યારબાદ જ તેને લગ્ન માટે યોગ્ય ગણવામાં આવતી

તે પણ ૠગ્વેદીય લગ્નવિધિ ઉપરથી માલમ પડી આવે છે. લગ્નવિધિના આરમ્ભમાં, એક સ્વર્ગીય લગ્નનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે તે વખતની સ્રીઓની ઉન્નત દશા, લગ્નની ઉચ્ચ ભાવના, લગ્ન અને લગ્નવિધિની પવિત્રતા દર્શાવી આપે છે. આ લગ્ન સૂર્યા ( ઉષા ) અને સોમ એટલે ચંદ્રનું છે. સૂર્યા લગ્ન માટે તૈયાર થઇ તે સમયે ૠગ્વેદમાં તેનું જે વર્ણન છે તે લક્ષમાં લેવા જેવું છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે "જ્યારે સૂર્યા પોતાના પતિ સોમ પાસે ગઇ ત્યારે ચિત્તિ એટલે જ્ઞાન નામની દેવતા તેનું ( સૂર્યાનું ) આસન હતું. ચક્ષુ અંજન હતું. આકાશ અને ભૂમિ ( અંજનની ) દાબડી હતાં."* આ વચનો પરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે સ્રીનું સજ્ઞાન અવસ્થામાંજ, સમજણી વયે લગ્ન કરવામાં આવતું, તેમને સુશિક્ષા આપવા તરફ લક્ષ આપવામાં આવતું. વેદકાલમાં લગ્નની બાબતમાં સ્રીઓને પસંદગીનું સંપૂર્ણ રીતે સ્વાતંત્ર્ય હતું. પરસ્પરની પ્રીતિથીજ માત્ર લગ્નસંબંધ કરવામાં આવતો. ૠગ્વેદીય લગ્નવિધિમાં હસ્તમેલાપ વખતે વર કહે છે કેઃ-"કન્યા કોણ આપે છે, કોને આપે છે, પ્રીતિ આપે છે, પ્રીતિને આપે છે, પ્રીતિ આપનાર છે, પ્રીતિ ગ્રહણ કરનાર છે. પ્રીતિ! આ સહુ તારૂં છે."+ આ વચનોમાં જે અર્થ, ઊંડું રહસ્ય રહેલું છે તે પરથી સ્રીઓની કેળવણી તરફ, તેમજ

* ॐ चित्तिरा उपबर्हणम्। चक्षुरा अभ्यंजनम् ।
द्यौ भूमिः कोश आसीद्य दयात् सूर्यापतिम् ॥

+ ॐ को दात् कस्मा अदात् कामोऽदात् कामायादात् कामोदाता। कामःप्रतिग्रहिता कामैतत्ते ॥

સ્ત્રીઓને લગતાં કામ કાજમાં સ્ત્રીઓની પસંદગી પ્રત્યે તે સમયમાં લક્ષ આપવામાં આવતું તે માલમ પડી આવે છે.

આ સમયમાં સ્ત્રીઓ યજ્ઞકાર્યમાં પોતાના પતિ સાથે ભાગ લેતી માલમ પડે છે. રાજવહીવટમાં, રાજપ્રકરણી વિષયોમાં પણ તે ભાગ લેતી જણાય છે. સભાઓમાં તેમ બીજા જાહેર કાર્યોમાં પણ તેમની હાજરી જણાય છે. સ્ત્રીઓએ જનસમાજથી અલગ રહેવું એવાં કોઈ પણ ઠેકાણે વચન યા દૃષ્ટાંત જોવામાં આવતાં નથી. વૈદિક કાલમાં પતિપત્નીના સંબંધમાં કેવી સમાનતા, કુટુમ્બમાં સ્ત્રીઓની કેટલી સત્તા, પ્રતિષ્ઠા, ઉચ્ચ પદ અને સન્માન હતાં તેનાં ઘણાં દૃષ્ટાંત છે પરન્તુ તેમાંનાં એકાદ બે અત્રે આપવાં અનુચિત ગણાશે નહિ. ઋગ્વેદીય લગ્નવિધિની સપ્તપદીમાં સમાપ્તિ વખતે સાતમે પગલે વર કન્યાને કહે છે કેઃ—**सखा सप्तपदी भव।** અર્થાત્ તું મારી સખા, સમાન પદવીની મિત્ર થા. સ્ત્રીપુરૂના સંબંધમાં તે વખતે કેવી ઉચ્ચ ભાવના હોવી જોઇએ તે આ પરથી સ્પષ્ટ થાય છે. તે સમયમાં પત્નીને પતિની દાસી, ગુલામ ગણવામાં આવતી નહિં; પરંતુ પુરૂષની મિત્ર, સલાહકાર અને સહાયકારક ગણવામાં આવતી. પતિ પત્નીને સંપૂર્ણ રીતે સન્માન આપતો. કુટુમ્બમાં પણ સ્ત્રીનું, વહુ તેમ માતા તરીકે ઘણું સન્માન હતું. તેને તાબેદાર ગણવામાં નહોતી આવતી એટલુંજ નહિ પણ કુટુમ્બમાં સાસુ સસરા વગેરેમાં પણ તેને સન્માનપાત્ર ગણવામાં આવતી. તેજ લગ્નવિધિમાં એક સ્થળે જણાવવામાં આવ્યું છે કે,—"સસરા પર રાજ્ય કરનાર ( રાણી ) થજે, સાસુ પર રાજ્ય કરનાર થજે. નણંદ પર રાજ્ય કરનાર થજે, દિયર પર રાજ્ય કરનાર

થજે. અર્થાત્ સાસરીયાંની દાસી નહિ પણ યોગ્યતાથી તેમના પર અધિકાર ચલાવનારી ગૃહદેવી, ઉપરી થજે. "+

ઋગ્વેદમાં કેટલીક ૠચાઓ સ્ત્રીઓની રચેલી છે તે પરથી તેમ ૠગ્વેદમાં સ્ત્રીની બનાવેલી ૠચાઓને સ્થાન આપવામાં આવ્યું છે તે ઉપરથી સ્ત્રીઓની તે સમયની દશા કેટલી સુશિક્ષિત, કેટલી ઉન્નત, કેટલી ઉચ્ચ હોવી જોઇએ તે સમજી શકાય છે. તેનાં થોડાંક દૃષ્ટાંત અત્રે અયોગ્ય ગણાશે નહિ.

## ઈચ્છાલગ્ન, વિદ્વત્તા, સ્ત્રીઓની ઉચ્ચભાવના, સમુદ્રપર્યટણ.

**લોપામુદ્રા.**

લોપામુદ્રા વિદર્ભ દેશના રાજાની પુત્રી હતી. રાજવૈભવને તુચ્છ ગણી પોતાના મનપસંદ મહાત્મા અગસ્ત્ય મુનિ સાથે તેણે લગ્ન કર્યું હતું. તેણે ધર્મશાસ્ત્રો અને નીતિનો સારો અભ્યાસ કર્યો હતો. અગસ્ત્ય મહર્ષિને પોતાની પુત્રી આપવાને, વિદર્ભ દેશના રાજાએ ના પાડી હતી ત્યા લોપામુદ્રા વચ્ચે પડી હતી. તેણે જણાવ્યું હતું કે પિતાજી, મહાત્મા અગસ્ત્યની પત્ની થવામાં મને કોઈ પણ પ્રકારનું સંકટ નથી. જગત્‌નું કલ્યાણ કરનાર એ પૂજયપાદ, ધર્મનિષ્ઠ મહર્ષિની સ્ત્રી થવાથી મને દુઃખ પડશે નહિ. જગત્‌માં જેટલા પ્રકારનાં સુખ છે તેમાં ધર્માચાર એજ માત્ર શાશ્વત સુખ છે. એ મહર્ષિની પત્ની થવાની મારી ઇચ્છા છે માટે નિશ્ચિન્ત થઈ આપ સુખેથી મને લગ્ન કરવા દ્યો. લગ્ન થયા પછી લોપામુદ્રાએ પોતાના સર્વ વૈભવનો ત્યાગ કરી એક યોગિનીની માફક પતિ તરફનું, પતિના કુટુમ્બ તરફનું પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવ્યું હતું.

---

\+ सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ॥

પતિસમાગમમાં રહી તેણે તત્વવિજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું ઋગ્વેદમાંનાં કેટલાંક રૂક્ તેનાં રચેલાં છે. તેણે પોતાના પતિ સાથે દેશવિદેશમાં પ્રવાસ કર્યો હતો. તેની સંગતિમાં તેણે સમુદ્રપ્રયાણ પણ કર્યું હતું પોતાના લગ્નની પસંદગી વખતે તેણે પોતાના પિતાને કહેલાં વચનો પરથી તેનું સુશિક્ષણ, તેની સ્વતંત્રતા, સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તેની ભક્તિ અને સહનશીલતા ખરેખર પ્રશંસનીય છે.

## વિદ્વત્તા, ધાર્મિક સમાનતા.

આ વિદુષી સન્નારી રૂગ્વેદ સંહિતાના પાંચમા મંડળના બીજા અનુવાક્ના અઠાવીશમા સુક્તની રૂચાઓ રચનાર છે. તેમાં છ રૂચા છે. આ રૂચાઓની એકમાં વચન છે કે હે અગ્નિ ! દંપતિનો સંબન્ધ સાંકળથી બાંધો. આ ઉપરથી જણાઇ આવે છે કે વૈદિક સમયમાં સ્ત્રીઓ પૂરૂષો સાથે યજ્ઞકાર્યમા ભાગ લેતી.

**વિશ્વવારા.**

## વિદ્વત્તા.

વૈદિક કાલમાં સ્ત્રીઓ, સરસ્વતી દેવીની કેવી મહાન્ ઉપાસક તથા વિદ્યાપારંગત હતી તે ઘોષા, અપાલા અને વાગ્દેવીનાં વૃત્તાંતો પરથી પણ માલમ પડી આવે છે. ઘોષા એક મહાન્ વિદુષી સન્નારી હતી. કક્ષિવાન રાજાની તે પુત્રી હતી અને તેણે રૂગ્વેદ સંહિતામાં દશ મંડળમાંનાં ઓગણચાળીશ અને ચાર સુક્ત રચ્યાં છે. અપાલા એ મહાત્મા અત્રિ રૂષિની પુત્રી હતી. રૂગ્વેદના મંડળના ૯૧ મા સુક્તથી સાત રૂચાઓ તેણે રચી છે. માર્કંડેય પુરાણમાંનું ચંડીમહાત્મ્ય જે હાલ આખા હિન્દુસ્તાનમાં વંચાય છે,

**ઘોષા, અપાલા અને વાગ્દેવી.**

ઘેર ઘેર જેનો પાઠ થાય છે તે દેવીસુક્તને અવલમ્બી રચાયલું છે. દેવીસુક્તના મંત્રો ૠગ્વેદસંહિતાના ૧૦ મા મંડળના ૧૨૫ મા સુક્તમાં જોવામાં આવે છે. આ મંત્રો વાગ્દેવીના રચેલા છે. વાગ્દેવીએ રચેલા સુક્તમાં જે ગાંભીર્ય, જે ધર્મનિષ્ઠા, જે ઉદારતા, જે વિદ્વત્તા જોવામાં આવે છે તે પરથી તેની તેમજ તે સમયની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિનું સહેજ ભાન થઇ શકે છે.

## સ્ત્રીઓની વિદ્વત્તા—તેમનું ગૌરવ.

યાજ્ઞવલ્કય ૠષિને બે પત્ની હતાં. મૈત્રેયી અને કાત્યાયિની.

**મૈત્રેયી.**

કાત્યાયિની ઘરનાં કામકાજમાં અત્યંત કુશળ હતાં, ત્યારે મૈત્રેયી અધ્યાત્મ વિદ્યામાં મહા કુશળ હતાં. યાજ્ઞવલ્કય વૃદ્ધ અવસ્થાને પ્રાપ્ત થયા તે સમયે તેઓને તપ કરવા જવાની ઇચ્છા થઈ અને પોતાની સંપત્તિ બન્ને સ્ત્રીઓને વ્હેંચી આપવા માંડી. મૈત્રેયીએ કહ્યું કે મારે આપની ધનસંપત્તિ લઈ અત્રે રહેવું નથી. અમરત્વ શું છે તે સંબંધના જ્ઞાનની જ મને અપેક્ષા છે અને તે જ્ઞાન મેળવવા માટે તમે જ્યાં જશો ત્યાં આવીશ. સંસાર અને ધનની મને સ્પૃહા નથી. મારી ઇચ્છા તો તેજ છે. યાજ્ઞવલ્કય તપ કરવા ચાલ્યા ત્યારે તેજ શુભ હેતુથી, પોતે પણ વલ્કલ ધારણ કરી તપસ્વિની બની વનમાં ગઇ. સ્ત્રીઓ આવા ઉચ્ચ હેતુની માગણી કરતી, તેમ તેમની તે માગણીઓનો સ્વીકાર કરવામાં આવતો તે પરથી તે સમયની સ્ત્રીઓના ઉચ્ચ પદની ગણના થઇ શકે છે; તેમ કોઇ પણ પ્રકારનું જ્ઞાન મેળવવાને તેમજ સદ્‌વર્તન માટે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય હતું તે પણ જણાઇ આવે છે.

## લગ્નની બાબતમાં સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય.

**ગાર્ગી**

વૈદિક કાળમાં કુમારી અવસ્થામાં રહીને પણ સ્ત્રીઓ કેવું ઉન્નત, કેવું પ્રશંસનીય જીવન નિર્ગમન કરતી તેને માટે બ્રહ્મચારિણી ગાર્ગીનું દૃષ્ટાંત આપવું બસ થઇ પડશે. આ વિદુષી સન્નારી વચન્કુ રૂષિનાં પુત્રી હતાં. બાળવયથી જ તેઓએ વેદ અને તેનાં વિવધ અંગોનો અભ્યાસ કર્યો હતો તથા અધ્યાત્મવિષયમાં ઘણાં પારદર્શી અને કુશળ થયાં હતાં. તેઓ વિદ્વત્તામાં એટલાં આગળ પડતાં હતાં કે એક સમયે જનક વિદેહીએ આરંભેલા યજ્ઞમાં તેઓ જઇ પહોચ્યાં હતાં અને અધ્યાત્મવિષયોના કેટલાક પ્રશ્નો મહર્ષિ યાજ્ઞવલ્કયને કર્યા હતા, જેનો ઉત્તર આપવો તે મહર્ષિને કઠિન થઇ પડયો હતો.

વેદનું સાહિત્ય, રૂગ્વેદીય લગ્નવિધિ તેમ રૂગ્વેદમાં દ્રષ્ટિગોચર થતાં વચનોનો સાર લઇએ તો તે એ છે કે તે સમયે સ્ત્રીઓ વિવિધ વિદ્યામાં કુશળ હતી એટલુંજ નહિ પરન્તુ સંસારમાં પુરૂષની સાથે સમાનપદ ભોગવતી. તે કાળમાં સ્ત્રીઓનું પદ ઘણું ઉચ્ચ હતું. સ્ત્રીનાં સન્માન, પ્રતિષ્ઠા ઘણાં સારાં હતાં, તેમને તેમનાં વાસ્તવિક કર્ત્તવ્યમાં સર્વ રીતે સ્વાતંત્ર્ય હતું સ્ત્રીઓને, હલકી, તિરસ્કારપાત્ર નહિ ગણતાં જનસમાજના એક ઉચ્ચ, ઉપયોગી અંગ તરીકે ગણવામાં આવતી. સ્ત્રીઓ, સુખી હતી. શારીરિક સંપત્તિમાં પુરૂષ બળવાન હતો તેથી તે સ્ત્રીનું રક્ષણ કરતો. સંસારવ્યવહાર ચલવવો એ સ્ત્રીનું કામ હતું. સ્ત્રીઓને યોગ્ય વિદ્યાભ્યાસથી સુશિક્ષિત અને સજ્ઞાન રાખવામાં આવતી તેથી તેમની સ્થિતિ ઉન્નત રહેતી. સ્ત્રીઓને યજ્ઞની અને દેવસેવાની અધિકારી ગણવામાં આવતી. પુખ્ત ઉમ્મર થયા સિવાય, પતિ પસંદ કરવા જેટલી પૂરી

સમજ ન હોય તેવે સમયે તેઓ લગ્ન કરતી નહિ. યૌવન પ્રાપ્ત થયા પછી લગ્ન થતું. તેઓ ઇચ્છાલગ્ન કરતી, તેમ કુમારી અવસ્થામાં રહેવું હોય તો તેમ કરવાની પણ તેમને છૂટ હતી. તેમાં પિતા યા વડીલ હરકત કરી શકતાં નહિ. કુમારી રહી તેઓ અધ્યયન[1] અને અધ્યાપનનું[2] કામ કરતી. આવી સ્ત્રીઓને બ્રહ્મવાદિની કહેવામાં આવતી. તેમને પિતાના કુટુમ્બમાંથી ધનવિભાગ મળતો. યજ્ઞમાં સ્ત્રી પુરૂષની સાથે જતી. તે સમયમાં સ્ત્રી નજીક આવતાં પુરૂષો ઊભા થઇ તેમનું સન્માન કરતા. ઉપાસના તેમ ઉત્સવને સ્થળે, રાજસભાઓ અને ધર્મસભાઓમાં પણ સ્ત્રી પતિ સાથે અથવા એકલી જતી. ઘરમાં ગોંધાઈ રહેવાનો, ઘુમટાનો, તેમ સતી થવાનો ચાલ નહોતો. પરણ્યા પછી સ્ત્રી ઘરની માલિક ગણાતી. ધર્મપત્ની યજ્ઞસ્થળમાં ન આવે તો યજ્ઞ પરિપૂર્ણ ગણાતો નહિ. ગર્ભવતી સ્ત્રીઓને તેમ બાળકોને પ્રથમ ભોજન અપાય તેને માટે કશી હરકત નહોતી. આ પ્રમાણે સ્ત્રીઓની ઉન્નત દશા અને સન્માન વેદકાલમાં હતાં. હવે, રામાયણ અને મહાભારતના સમયમાં સ્ત્રીઓનું સંસારમાં કેવું પદ હતું તે તપાસીએ.

### રામાયણ અને મહાભારતનો સમય.

રામાયણ અને મહાભારતના સમયમાં જો કે સામાન્ય રીતે સ્ત્રીઓની જનસમાજમાં તેવીજ રીતે ઉચ્ચ પદવી કાયમ રહેલી હતી; પરન્તુ સ્ત્રીઓ કાંઇક હલકી છે, વિશ્વાસપાત્ર નથી એવાં વચનો આ સમયના ગ્રંથોમાં માલમ પડે છે. છતાં સર્વાંશે તે વખતમાં પણ સ્ત્રીઓનું સંસારમાં, કુટુમ્બમાં ઘણું સન્માન હતું. સ્ત્રીઓ ઘણે દર-

૧. ભણવું. ૨. ભણાવવું.

જજે સુચરિત્ર, સુશીલ, પતિપરાયણ, કર્તવ્ય જાણનારી તેમ પાળનારી, સુશિક્ષિત, બુદ્ધિમાન્, ધૈર્યવાન્ અને બહાદુર હતી. રામાયણ અને મહાભારતનાં પાત્રોનાં જીવન આબેહૂબ સંસારમાંથી જ લીધેલાં છે અને તે વાંચતાં તેમ તેનો અભ્યાસ કરતાં, તે વખતની સ્ત્રીઓ કેટલી સન્માનપાત્ર હતી, સન્માન પામતી, તેમજ પોતાનું કર્તવ્ય કેવી, બુદ્ધિથી, ધૈર્યથી, હિમ્મતથી તેમ બહાદુરીથી કરતી તે જણાઇ આવે છે. તેમાંનાં કેટલાંક ચરિત્ર, એવાં સુંદર, એવાં અસરકારક છે કે હરહમેશ તે હૃદયમાં નિવાસ કરી રહે છે અને જીવનપર્યન્ત ખસતાં નથી. આપણે રોમન અને ગ્રીક વીરાંગનાઓનાં ચરિત્રનાં વર્ણન સાંભળ્યાં છે પણ તે આપણી આર્ય વીરાંગનાઓ આગળ તુચ્છ છે અને તેને માટે આપણને ગર્વ, આપણને અભિમાન થાય તો તે હરેક રીતે વાસ્તવિક છે. આ સમયમાં પણ સ્ત્રીઓને વિદ્યાભ્યાસની, ફરવા હરવાની, કર્તવ્યની છૂટ હતી; છતાં સામાન્ય રીતે તેઓ કદી નાદાન, કદી તિરસ્કારપાત્ર, કદી અનીતિમાન્ માલમ પડી નથી. વેદકાલથી લઇ રામાયણ–મહાભારતનો સમય તપાસીએ તો તે સમયમાં કોઇ પણ સ્ત્રી અભણ હોય તેવું જણાતું નથી. સંસારમાં તેમનું ઘણું સન્માન હતું. પતિ હમેશાં પત્નીને પ્રસન્ન રાખવાનો યત્ન કરતો અને સ્ત્રીઓ પણ પુત્રી તરીકે આજ્ઞાંકિત, સુશિક્ષિત, સુનીતિમાન્, બુદ્ધિમાન્, બળવાન્ અને બહાદુર હતી; પત્ની તરીકે તેઓ પતિને મદદ આપનાર, પતિની મિત્ર, સહધર્મચારિણી, બાળકોપર પ્રીતિ રાખનાર અને પતિભક્ત હતી. સ્ત્રીઓની સુશિક્ષા, તેમની કર્તવ્યપરાયણતા, તેમની ઉચ્ચ ભાવનાઓ, તેમની ઉન્નત દશા, તેમની મહત્તાની ખાતરી માટે તેમનાં કેટલાંક ચરિત્રનું ધ્યાનપૂર્વક અવલોકન કરવું આવશ્યક છે.

## પવિત્રતા અને દિવ્યતાનો અવતાર, સ્વયંવરપદ્ધતિ.

**સીતા-રામ.**

જેના નામ સાથેજ પવિત્રતા, પાતિવ્રત્ય, ધર્મપરાયણતા જોડાયલાં છે તેવાં વિશ્વવિખ્યાત, પરમપૂજ્ય સાધ્વી સીતાના જીવનવૃત્તાંતથી ભાગ્યેજ કોઈ અજ્ઞાત હશે. તેમના જન્મચરિત્રનું અવલોકન કરતાં તેઓ કેવાં સુશિક્ષિત સુશીલ, કેવાં ધર્મપરાયણ હતાં તે સહેજ માલમ પડી આવે છે. પોતે રાજવૈભવમાં ઉછરેલાં છતાં, કોઈ દિવસ ટાઢ, તડકો સહન નહિ કરેલો છતાં, પોતાની સેવામાં અનેક અનુચર, દાસ દાસીઓની સગવડ ભોગવેલી છતાં, જે સમયે શ્રીરામચંદ્રજીને વનવાસ જવાનું ઠર્યું અને તેમની સાથે વનમાં જવા દેવાની પરવાનગી માટે આનાકાની થવા છતાં ઘોર જંગલોમાં અનેક અગવડો વેઠીને પણ પોતાના પતિની સાથેજ રહેવામાં જેણે સુખ માન્યું હતું, રાવણ તરફથી અનેક પ્રકારનાં સુખ અને વૈભવની લાલચ અપાવા છતાં, ગર્ભાવસ્થા સમયેજ, શ્રીરામચંદ્રજી તરફથી વનવાસની આજ્ઞા થતાં પણ, અનેક સંકટો સહન કરવા છતાં પણ, જેણે પોતાના સુચરિત્રનો ત્યાગ કર્યો નહોતો તેમના ઉચ્ચજીવન ઉપરથી તે વખતના જનસમાજમાં સ્રીઓના ચરિત્ર વિષે કેવી ઉચ્ચ ભાવના હશે, ખરૂં સુખ શું તે સમજવાની સ્રીઓમાં કેટલી કુશળતા હશે તે જણાઇ આવે છે. આ સાથે પુરૂષો સ્રીઓના શીલનું કેટલું સન્માન કરતા, જનસમાજમાં તેમને કેટલું ઉચ્ચપદ આપતા, તેમને પ્રસન્ન રાખવાને કેટલો યત્ન કરતા ને પુરૂષજીવનના આદર્શરૂપ શ્રીરામચંદ્રજીના સીતા પ્રત્યેના વર્તન પરથી સ્પષ્ટ માલુમ પડી આવે છે. રાજમંદિરમાં તેમજ વનવાસમાં શ્રીરામચન્દ્રજી સીતાને બહુધા પ્રસન્ન રાખવાને જ યત્ન કરતા તેનાં અનેક દૃષ્ટાંત છે, પરન્તુ તેમાંના

એક પ્રસિદ્ધ દૃષ્ટાંતથી જ ખાતરી થશે. જ્યારે સીતાજીએ પંચવટીને આશ્રમે સોનાનો કૃત્રિમ મૃગ જોયો ત્યારે તેમને તેના ચર્મની કંચુકી શીવડાવવાની ઇચ્છા થઇ. તેઓએ તે માટે મૃગને માર રામચન્દ્રજીને વિનંતિ કરી અને તે વિનંતિ શ્રીરામચન્દ્રજીએ સ્વીકારી હતી તે સર્વને સુવિદિત છે.

ઈચ્છાલગ્નનું, સ્વયંવરપદ્ધતિ દ્વારા લગ્ન કરવાનું પ્રથમ પ્રસિદ્ધ દ્રષ્ટાંત આપણે શ્રીરામચન્દ્રજી અને સીતાના ચરિત્રમાં જોઇએ છીએ.

શ્રીરામચન્દ્રજી અને ભગવતી સીતામૈયાના ઉચ્ચ, દિવ્ય દંપતી-'જીવનનું ચિત્ર, શ્રી રામચન્દ્રજી સાથે વનવાસ જવા સીતાજીએ માગણી કરતાં, વનનિવાસનાં અનેક સંકટો રજુ કરી શ્રીરામચન્દ્રજીએ સીતાને વનમાં આવવા ના પા ી ત્યારે સીતાએ તેમ પછી શ્રીરામચન્દ્રજીએ કહેલાં સુસ્મરણીય વચનો પરથી સુસ્પષ્ટ રીતે જણાઇ આવે છે. પ્રથમ, સીતાજીએ કહ્યું હતું કેઃ—

"ગમે તેવું વિકટ નિર્જન વન હશે અને નાના પ્રકારનાં મૃગ, વાઘ વગેરે હિંસક પ્રાણીઓ તેમાં વસતાં હશે, તોપણ હું ત્યાં આવીશ."

"બ્રહ્મચર્યવ્રતથી તેમ યોગ્ય નિયમથી નિરન્તર તમારી સેવા કરતાં વને વને ફરી આનન્દ ભોગવીશ."

"સ્વર્ગ મળે પણ તમારો વિયોગ થાય તો તે સ્વર્ગ પણ મને નકામું છે."

"વનવાસના સંબંધમાં તમે જે દુઃખ અને પરિતાપ દર્શાવ્યાં તેને તમારા સ્નેહનો લાભ જોતાં સુખસમાન જ હું ગણું છું."

"વનવાસમાં અનેક પ્રકારનાં દુઃખ છે તેથી તો વળી અવશ્ય મારે તમારી સાથે આવવું જોઇએ; કારણકે તમારા દુઃખમાં

ભાગી થવું એ કર્તવ્યનું મને વિસ્મરણ થયું નથી."

"તમારી પાછળ આવતાં વિહારમન્દિરમાં હું ચાલતી હોઉં તેમ મને શ્રમ લાગશે નહિ."

"તમારી સંગતિમાં કંટકનાં વૃક્ષ મૃગચર્મ અને શણની શય્યા સમાન સુંવાળાં મને લાગશે."

"પ્રિય પતિ, ચંડ પવનથી ઉડતી અને હેરાન કરતી રજને હું સુન્દર, ઉત્તમ ચંદનના કણ સમાન લેખીશ."

"તમારો નિવાસ ત્યાં સ્વર્ગ અને જ્યાં તમે નહિ તે સ્થાન નરક સમાન છે."

આ સાથેને સાથે, પછી શ્રીરામચન્દ્રજીએ સીતાને કહેલાં વચનો પણ લક્ષમાં રાખવા જેવાં, હૃદય પર મુદ્રિત કરવા જેવાં છે. તે વચનો પરથી સીતા પ્રત્યે શ્રીરામચન્દ્રજી કેવો સ્નેહ, કેવી સન્માનવૃત્તિ રાખતા તે જણાઈ આવે છે. તેઓએ સીતાને સંબોધી કહ્યું હતું કેઃ—

"દેવી, તમે દુખી થાઓ એ જોવાને હું જરા પણ ખુશી નથી. તમને દુઃખ થાય અને મને સ્વર્ગ મળતું હોય તો તે સ્વર્ગની પણ મને ઇચ્છા નથી....હે મૈથિલિ, મારી સાથે રહેવાને માટે જ તમારો ઉદ્ભવ છે. જ્યાંસુધી મારામાં પ્રાણ છે ત્યાં સુધી તમારા સ્નેહનો, તમારી પ્રીતિનો હું ત્યાગ કરી શકીશ નહિ."

## પરાક્રમી રાજમાતા.

**વિદુલા.**

રામાયણ અને મહાભારતનો સમય પ્રકાશમાન્ અને કીર્તિવન્ત હોવાનું મુખ્ય કારણ તે વખતની સુશિક્ષિત, બુદ્ધિમાન્, પરાક્રમી માતાઓ અને સ્ત્રીઓજ છે. વિદુલા એ સૌવીર નામના રાજ્યના રાજાનાં પત્ની

હતાં. મોજશોખ અને રાજ્યની અંદરની અંધાધુધીને લીધે સિન્ધ દેશના રાજાએ તેમના પર ચઢાઇ કરી ત્યારે ગુલામગીરી કરતા મરણ ઉત્તમ એવો પોતાના પુત્ર સંજયને બોધ આપી લડાઇમાં મોકલનાર, રાજમાતા વિદુલાની સ્વદેશપ્રીત્તિ, શૌર્ય અને મહત્તાનો વિચાર બાંધવો મુશ્કેલ નથી.

### મનોનિગ્રહ.

**કૌશલ્યા.**

પોતાનો પુત્ર રાજપદે આવવાની તૈયારીમાં છે તેવે આનન્દને સમયે જ તેને વનવાસ જવાની આજ્ઞા કરવામાં આવે છે છતાં પુત્ર વનવાસ જાય તેની ચિન્તા નહિ પરન્તુ પતિનું વચન ભંગ થાય એ ઠીક નહિ એવી ઉત્તમ, ઉચ્ચ ભાવના, દર્શાવી આપનાર કૌશલ્યા-માતાનું મનોબળ તેમની મહત્તા, ઓછાં પ્રશંસનીય નથી.

### પતિપરાયણતા.

**અરૂન્ધતી અને અનસૂયાજી.**

પતિપરાયણતા માટે સુપ્રસિદ્ધ અરૂન્ધતી તેમ અનસૂયાજીનાં જન્મવૃત્તાંતથી તે સમયની સ્ત્રીઓને કર્તવ્યનો કેવો ઉચ્ચ વિચાર હતો તે જણાઈ આવશે. અરૂન્ધતી મહાત્મા વશિષ્ટ ઋષિનાં પત્ની હતાં. પૂર્વ અવસ્થામાં તેઓ સંસાર વ્યવહારમાં નિપુણ હતાં. ઉત્તરાવસ્થામાં, તેઓ પોતાના પતિ સાથે, વિરાગ ધારણ કરી તપસ્વિનીના વેશમાં હિમાચલ પર્વતપર ગયાં હતાં. સર્વ કાર્યમાં તેઓ પોતાના પતિને સલાહ આપવાને તેમ સાહાય્ય કરવાને એવાં તત્પર, એવાં યત્નશીલ રહેતાં કે વિવાહ મત્રમાં કન્યા અરૂન્ધતીને સંબોધી કહે છે કે તારી પેઠે હું પતિસેવામાં રહું. ઘણાં જ થોડાં હિન્દુ કુટુમ્બો પતિભક્ત અનસૂ-

યાજીના ઉજ્જવલ જીવનથી અજ્ઞાત હશે. તેઓ કર્દમ રૂષ અને દેવહુતીનાં પુત્રી, સાંખ્યશાસ્ત્રના કર્તા કપિલ મુનિનાં બહેન, અને અત્રિ રૂષિનાં પત્ની હતાં. આ દેશની તમામ હિન્દુ પ્રજા આજે તેમના પાતિવ્રત્યની, તેમની ધર્મપરાયણતાની વાહ વાહ કરે છે. પ્રભાતમાં, પતિના પહેલાં તેઓ ઊઠતાં, તેમના સંધ્યાવંદનાદિ નિત્યનિયમ માટે જરૂરનાં પાત્રાદિ સ્વચ્છ કરી રાખતાં, પતિને નવરાવી નહાતાં, પછી ગૃહકાર્યમાં લાગતાં, ભોજનાદિ તૈયાર કરતાં, પતિને સંતોષકારક રીતે, પ્રસન્નતાથી જમાડી જમતાં, પતિના સૂતા પછી સૂતાં. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તેમના સતીત્વની પરીક્ષા કરવા ગયા હતા તેમને પણ તેમના શુદ્ધ શીલની ખાતરી થઇ હતી.

**લગ્નસ્વાતંત્ર્ય, વિદ્વત્તા, વિદેશગમન.**

**સુલભા.** આ સન્માનનીય વિદુષી સન્નારી પ્રધાન રાજાનાં પુત્રી હતાં. બાળવયથીજ તેમણે અધ્યાત્મવિદ્યા સંપાદન કરી હતી. લગ્ન કરવાની યોગ્ય અવસ્થા થયા છતાં પણ યોગ્ય વર ન મળવાથી બ્રહ્મચારિણીનો વેશ ધારણ કરી તેઓ પૃથ્વી પર્યટન કરવા લાગ્યાં હતાં. જનકરાજા વેદાન્ત આદિ શાસ્ત્રોમાં નિપુણ છે, એમ જાણતાં તેઓ તેમની પાસે ભરસભામાં ગયાં હતાં અને તેમની જોડે શાસ્ત્રસંવાદ કર્યો હતો.

**પતિની પસંદગી, પતિજીવન માટે પ્રાણાર્પણ.**

**સાવિત્રી.** સતી સાવિત્રીના જીવનચરિત્રપરથી તે સમયમાં સ્ત્રીઓને પોતાનો પતિ પસંદ કરવામાં કેટલી સ્વતંત્રતા હતી, તેમનામાં કેટલી યોગ્યતા હતી તે માલમ પડી આવે છે. સાવિત્રીના ચરિત્ર ઉપરથી એક બીજી વાત

બહાર પડી આવે છે તે એ છે કે તે સમયે પ્રજોત્પત્તિમાં પુત્ર પુત્રીને સમાન ગણવામાં આવતાં. મદ્રદેશના રાજા અશ્વપતિને કાંઈ પણ સંતાન નહોતું. પ્રજોત્પત્તિ માટે તેણે સાવિત્રી દેવીને આહુતિઓ આપી તેથી દેવી પ્રસન્ન થયાં અને "તને પુત્રીરત્ન સાંપડશે" એમ રાજાને કહ્યું. રાજાને પુત્રીરત્ન પ્રાપ્ત થયું, તેથી તે પ્રસન્ન થયો અને તેનું નામ સાવિત્રી રાખવામાં આવ્યું. સાવિત્રી ઉમ્મર લાયક થઈ છતાં, રૂપગુણમાં તેને સમાન પતિ નહિ મળતાં તેના પિતાએ તેને પોતાની મેળે પતિ શોધવા, પસંદ કરવા કહ્યું. સાવિત્રી પતિ પસંદ કરવા નીકળી અને રાજપાટ ખોઈ બેઠેલા શાલ્વદેશના રાજા દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને પસંદ કર્યો. સાવિત્રી તેમની પાસે ગઈ ત્યારે દ્યુમત્સેન અરણ્યમાં તપશ્ચર્યા કરતા હતા. સત્યવાન, બુદ્ધિમાન્, બળવાન્, સ્વરૂપવાન્, ઉદારવૃત્તિવાળો, સર્વગુણસંપન્ન હતો. પરન્તુ તેનામાં એક ખામી હતી અને તે ખામી નારદજીએ સાવિત્રીના પિતાને કહી. સત્યવાન આજથી બારે મહિને મરણ પામવાનો છે માટે અન્ય પુરૂષને તારો પતિ પસંદ કરવામાં તારૂં હિત રહેલું છે એમ અશ્વપતિએ સાવિત્રીને કહ્યું ત્યારે તેણે પોતાના પિતાને જે પ્રત્યુત્તર આપ્યો તે ઉપરથી પતિની પસંદગીમાં તે સમયની સ્ત્રીઓના સ્વાતંત્ર્ય, તેમની વિદ્વત્તા અને દૃઢતાનું આપણને સહેજ ભાન થઈ આવે છે. સાવિત્રીએ પોતાના પિતાને જણાવ્યું હતું કે "હે પિતાજી! પિતાના ધનની વ્હેંચણી એક જ વાર થાય છે, કન્યાદાન પણ એકજ વાર થાય છે, હું આપું છું એમ કહીને દાન પણ એકજ વાર અપાય છે. એ ત્રણે વાનાં એક વખત જ થાય છે માટે મેં જે ભર્તા પસંદ કર્યો છે તે દીર્ઘાયુ હો, વા અલ્પાયુ હો, ગુણવાન્ હો

કે ગુણહીન હો, પરન્તુ હું તો, જેને એક વાર મેં પસંદ કર્યો તે-નેજ વરી ચુકી. હવે હું બીજો નહિ વરૂં. * તેણે વળી જણા-વ્યું હતું કે પ્રથમ મનથી નિશ્ચય થાય, પછી વાણીવડે કહેવાય અને કહેવાય તેજ પછી કરાય. મારો નિશ્ચય મેં જણાવ્યો છે." આ સમયે નારદજી અશ્વપતિ પાસે બેઠા હતા તેમણે અશ્વ-પતિને જણાવ્યું કે સાવિત્રીની બુદ્ધિ દૃઢ છે, સત્યવાનમાં જે સદ્‌ગુણો છે તે બીજામાં નથી માટે તમારે એમ જ પરણાવવી એ ઉત્તમ છે. આ પછી સત્યવાન અને સાવિત્રીનાં લગ્ન થયાં. યોગ્ય યુગલ મળવાથી તેઓ બન્ને પ્રસન્ન થયાં, સંતુષ્ટ થયાં. સાવિત્રી રાજભૂષણોનો ત્યાગ કરી વલ્કલ પહેરી, પૂર્ણ સ્નેહ અને ભક્તિ-ભાવથી, પતિની તેમ સાસુસસરાની સેવા કરી સત્યવાનને ખુશ કરવા લાગી. આમ કરતાં કરતાં, વર્ષના અન્તકાળમાં જ્યારે તેના મરણનો સમય પાસે આવે છે ત્યારે તે પોતાના પાતિવ્રત્યબળ, હિમ્મત અને નમ્રતાથી, પોતાના પતિને બચાવવા માટે, યમને એવી અસરકારક પ્રાર્થના કરે છે કે મૃત્યુદેવનું હૃદય પણ તેના કાલાવાલાથી પીગળે છે અને તેનો પતિ બચે છે. સર્વ પ્રકારના વૈ-ભવમાં ઉછરેલી એક રાજકન્યા જંગલમાં વસતા એક યુવક સાથે પરણી, પતિપરાયણ રહી, પતિની તેમ સાસુસસરાની સેવા ઉઠાવી, પત્નીધર્મ પર, પોતાની પવિત્રતા ઉપર વિશ્વાસ રાખી પોતાના ધર્મમાં નિશ્ચલ રહી તેવું આ સતી સાવિત્રીનું વૃત્તાંત હિન્દુસ્તાનના

*सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥
दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोपि वा ।
सकृद्वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥

પ્રાચીન ઇતિહાસમાં અનંતકાલ સુધી સુવર્ણાક્ષરથી લખાયલું રહેશે, અને અદ્યાપિ પર્યંત સ્ત્રીઓ તરફથી પાળવામાં આવતું વટસાવિત્રી-વ્રત તેનું સ્પષ્ટ પ્રમાણ છે.

### કૃતજ્ઞતા, ઉદારતા, વૃદ્ધ સ્વજન સેવા.

કુન્તી.

કુન્તીજીનું ચરિત્ર, તેમના સહવાસ અને શિક્ષણની સબળ મુદ્રા,* પાંડવોના ઉચ્ચ ચરિત્ર અને ચાતુર્ય સાથે કેટલાં સંકળાયલાં છે ! તેઓ કેવાં કર્તવ્ય-પરાયણ, કેવાં કૃતજ્ઞ હતાં, તેમની પાંડવો પર કેટલી સત્તા હતી તે માત્ર એક જ દૃષ્ટાન્તથી સિદ્ધ થશે. પાંડવો લાક્ષાગૃહમાંથી બચી એકચક્ર નગરમાં આવી ગુપ્ત રીતે એક બ્રાહ્મણને ત્યાં રહેતા હતા. બક રાક્ષસ આ નગરમાં આવી હરરોજ દરેક ઘર દીઠ એક માણસનું બળિદાન લેતો. એક દિવસે તે બ્રાહ્મણનો વારો આવ્યો ત્યારે તેના છોકરાં રડવા કકળવા લાગ્યાં. કુન્તીજીને દયા આવી તેથી બ્રાહ્મણને બદલે બળિદાન આપવા ભીમસેનને તેમણે આજ્ઞા કરી. ભીમસેને માતાની આજ્ઞાનો સ્વીકાર કર્યો. યુધિષ્ઠિરને આ વાતની ખબર પડી ત્યારે તેણે ભીમસેનને મોકલવાના સંબંધમાં કુન્તીજીને વારવા માંડયાં ત્યારે કુન્તીજીએ ઉત્તર દીધો કે આ સ્થળે આપણે ગુપ્ત રહી શકીએ છીએ તે આ બ્રાહ્મણને લીધે છે. તેણે પ્રથમથી જ આપણો આદર સત્કાર કરી આપણને રાખેલાં છે, તેનો બદલો આ-પણે વાળવો જોઇએ. આપણા પર જેણે ઉપકાર કર્યો હોય તેના પર આપણે બમણો ઉપકાર કરીએ તેમાંજ આપણી મહત્તા રહેલી છે. આજ કેટલી માતાઓ આ પ્રકારનું ઉચ્ચ વર્ત્તન કરી શકશે ? કેટલી માતાઓ કૃતજ્ઞતાને ખાતર પોતાના પુત્રને પ્રાણાર્પણ કર-

* છાપ.

વાનો પણ ઉપદેશ આપશે ? કેટલા પુત્ર માતાનું વચન આ મુજબ ઉઠાવી લેશે ? ધર્મપરાયણ કુન્તીજીના ઉચ્ચ વર્તનનું એક બીજું દ્રષ્ટાંત લઇએ. કૌરવો યુદ્ધમાં મરાયા પછી જ્યારે પાંડવો રાજ્યાસન પર આવ્યા ત્યારે તેઓ ધૃતરાષ્ટ્રની પાંડુની માફક અને ગાંધારીની કુન્તીની માફક સેવા કરવા લાગ્યા. કુન્તીજી પણ પોતાનાં જેઠ જેઠાણીની સાસુસસરાની માફક સેવા કરવા લાગ્યાં. જ્યારે ધૃતરાષ્ટ્ વાનપ્રસ્થ થઈ ગાંધારી સાથે વનમાં જવા નીકળ્યા ત્યારે કુન્તીજી પણ તેમની સેવા કરવા માટે તેમની સાથે ગયાં. તેમના ગયા પછી એક વખત પાંડવોને પોતાનાં માતા અને પોતાના કાકા કાકીને મળવાની ઈચ્છા થઈ; તેથી તેઓ તેમના મુકામ વ્યાસાશ્રમે ગયા. આશ્રમ પર તેમને ખબર મળી કે તેઓ યમુનાતટે સ્નાન કરવા ગયાં છે. તે ઉપરથી તેઓ તેમની સામા ગયા તો વેગળેથી તેમેણે પોતાનાં વૃદ્ધ માતા કુન્તીજીને, પોતાનાં વૃદ્ધ, જર્જરિત, સાસુસસરા સમાન અન્ધ જેઠ જેઠાણીનો હાથ ઝાલી તેમને આશ્રમ તરફ સંભાળપૂર્વક દોરી લાવતાં જોયાં. આ ચિત્રની પવિત્રતા, આ ચિત્રની કોમળતા, આ ચિત્રની મહત્તાથી કોનું હૃદય દ્રવિત થશે નહિ ? સ્ત્રીઓ તે સમયમાં પોતાનું ચરિત્ર, કર્તવ્યપરાયણતાથી કેટલું ઉચ્ચ, કેટલુ ઉન્નત કરી શકતી તે આ દૃષ્ટાંતથી સ્પષ્ટ રીતે માલમ પડી આવે છે.

### પ્રીતિલગ્ન–યુદ્ધ માટે પુત્રને પ્રેરણા.

**સુભદ્રા.**

આ સન્નારીના ચરિત્ર પરથી જણાઈ આવે છે કે તે સમયમાં સ્ત્રીઓ યોગ્ય, સમજણી, પુખ્ત વય પ્રાપ્ત કર્યા પછી જ લગ્ન કરતી. સુભદ્રાનો વિવાહ બળભદ્રજી દુર્યોધન વેરે કરવાના હતા પરન્તુ તે દરમિયાન સુભદ્રા અને અર્જુનને પ્રીતિ થવાથી, પોતાના લગ્નમાં વિઘ્ન આવશે એમ

જાણી અર્જુન તેને હરણ કરી લઈ ગયો હતો. કુરુક્ષેત્રના યુદ્ધ વખતે પણ આ સન્નારી રણક્ષેત્રમાં હતી અને પોતાના પતિ તથા કુટુમ્બીઓ યુદ્ધમાં નિમગ્ન રહેતા ત્યારે તે તંબુમાં રહી તેમનાં સુખ સગવડનો બંદોબસ્ત કરતી. પોતાનો પુત્ર અભિમન્યુ ચક્રવ્યૂહયુદ્ધ માટે તત્પર થયો ત્યારે તેણે તેને ધન્યવાદ આપ્યો હતો. દ્રોહથી જ્યારે અભિમન્યુ મરાયો ત્યારે તેણે પોતાના પુત્રનો શોક ન કરતાં પુત્રને કપટથી મારનાર પર વેર લેવાનો નિશ્ચય કર્યો હતો.

### સ્વયંવર, સ્ત્રીઓનું સન્માન.

ઇન્દ્રાદિ દેવોને પણ મૂકી, જ્યારે પોતાને જ પરણવાની દમયંતીની દૃઢ પ્રતિજ્ઞા અને અચલ પ્રીતિ, નળરાજાએ જોયાં ત્યારે તેણે દમયતીનો જે વચનથી સ્વીકાર કર્યો તે પરથી સ્ત્રીઓનું તે સમયે કેટલું સન્માન હતું તે જણાઈ આવે છે. નળરાજાએ કહ્યું હતું કે–“ હે કલ્યાણી ! જે પ્રીતિથી તમે મને દેવોની આગળ પસંદ કર્યો છે તેજ પ્રેમથી તમારાં વચનમાં અનુરક્ત તમારો ભર્તા મને જાણો. હે પવિત્ર સ્મિત કરનારી, જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી હું તમારોજ છુ એમ સત્ય માનો. ”* લક્ષમાં રાખવાનું છે કે દમયંતીને કલ્યાણી, કલ્યાણ કરનારી, હિત કરનારી એ વિશેષણથી સંબોધવામાં આવી છે, તેમજ હું તમારો છું એ શબ્દો નળની સ્ત્રીભક્તિ, કેટલું સ્ત્રીસન્માન દર્શાવી આપે છે !

(margin: દમયંતી.)

---

* यस्त्वं भजसि कल्याणि पुमांसं देवसंनिधौ ।
तस्मात्वां विद्धि भर्तारमेवं ते वचनेरतम् ॥
यावच्च मे धरिष्यन्ति प्राणा देहे शुचिस्मिते ।
तावत्त्वयि भविष्यामि सत्यमेतद्ब्रवीमि ते ॥

## પતિસેવા—આત્મત્યાગ.

દ્રૌપદી.

પાંડવોના વનવાસમાં તેમની સાથે રહી અનેક સંકટ વેઠી પતિસેવા ઉઠાવનાર આ [illegible] સ્ત્રીને શ્રીકૃષ્ણચંદ્રનાં પત્ની સત્યભામાએ એક સમયે પૂછ્યું કે તમારી પાસે એવી કઈ વશીકરણી વિદ્યા, ઔષધી, મંત્ર છે કે તમારા સ્વામી તમારા પર આટલી બધી પ્રીતિ રાખે છે. તેવું કાંઇ મને પણ બતાવો જેથી શ્રીકૃષ્ણ મને વશ થાય. સત્યભામાનાં આવાં વચન સાંભળી દ્રૌપદીએ સાશ્ચર્ય કહ્યું કે નીચ સ્ત્રીઓનાં આચરણ વિષે મને તમે પ્રશ્ન પૂછયો તેનો ઉત્તર હું શી રીતે આપું? વશીકરણ વિદ્યા, ઔષધી, યા મંત્રથી પતિ વશ થાય એ કેવળ હાસ્યાસ્પદ છે. આ માર્ગે પતિને વશ કરવાનો વિચાર કરવો એ સારી સ્ત્રીઓનું કામ નથી. પતિને વશ કરવા માટે મારૂં આહ્નિક* નીચે પ્રમાણે છે. કામ, ક્રોધ, અહંકાર, ઇર્ષ્યાનો ત્યાગ કરી હું પ્રતિદિવસ પાંડવોની સેવા કરૂં છું. તેમને પ્રસન્ન કરવા હું દિનરાત્રી યત્ન કરૂં છું. તેમનું અપમાન થાય, તેઓ ક્રોધ કરે તેવું કોઈ પણ આચરણ હું કરતી નથી. કૌરવપાંડવના યુદ્ધની સમાપ્તિ થયા પછી અશ્વત્થામા રાત્રીએ ગુપ્ત રીતે પાંડવોના નિવાસમાં જઈ તેમના પાંચ પુત્રનો વધ કરી આવ્યા. સવારમાં ઉઠી પોતાના પાંચ પુત્ર મરાયલા જોઈ દ્રૌપદી મહા કલ્પાંત કરવા લાગી. અર્જુન તેનું શાન્ત્વન કરવા લાગ્યો. તેણે તેને કહ્યું "તમારા પુત્રને મારનારનો હું હાલજ વધ કરી આવું છું. તેના માથા પર બેસી સ્નાન કરી તમારો શોકાગ્નિ તમે શાન્ત કરજો." અર્જુન જ્યારે અશ્વત્થામાનો વધ કરવાને તેને બાંધીને દ્રૌપદી આગળ લાવ્યો ત્યારે દ્રૌપદીને

* નિત્યકર્મ.

દયા આવી અને અર્જુનને કહેવા લાગી "તેઓ આપણા ગુરુપુત્ર છે. હું જેમ મારા પુત્રોનો વિરહ સહન કરી શકતી નથી તેવી જ રીતે તેમનો વધ થવાથી તેમની માતાની પણ તેવી જ દશા થશે, અને તેમ કરવું એ મને ઉચિત લાગતું નથી." આ મનઃસંયમ, આ મનોનિગ્રહ, આ અપ્રતિમ ક્ષમાના વિચારથી, સર્વ નરનારી આશ્ચર્ય પામ્યાં. અશ્વત્થામા પોતાના ઘોર કૃત્ય માટે લજવાયા અને મહા પરિતાપ કરવા લાગ્યા. દ્રૌપદીના આ આત્મપરિત્યાગથી તેના ઉચ્ચ જીવનનો ખ્યાલ આવવો મુશ્કેલ નથી.

## વીરાંગના.

**ઉત્તરા.**

ઉત્તરા વિરાટ રાજાની પુત્રી હતી. પાંડવો વિરાટ નગરમાં ગુપ્ત રહ્યા હતા ત્યારે તેમને પ્રસિદ્ધ કરવાના હેતુથી દુર્યોધને વિરાટ રાજાની ગાયો વાળી હતી. તે છોડાવવામાં અર્જુને ઘણી સારી મદદ કરી હતી. પાંડવો પ્રગટ થયા ત્યારે વિરાટ રાજાએ આ સેવાના બદલામાં ઉત્તરા કુમારીને અર્જુનને આપવા ઇચ્છા બતાવી. અર્જુને જવાબ આપ્યો કે મેં તેને વિદ્યાદાન આપેલું છે માટે તે મારી પુત્રી સમાન છે. આ પછી રાજાએ તેના પુત્ર અભિમન્યુને ઉત્તરા આપી. કુરૂક્ષેત્રના યુદ્ધમાં જ્યારે અર્જુનની ગેરહાજરીમાં કોઠાયુદ્ધ માટે અભિમન્યુ તત્પર થયો ત્યારે ઉત્તરા વિરાટ નગરથી આવી પહોંચી અને પતિના મેળાપ માટે રથના ઘોડાની લગામ પકડી ઊભી રહી. મેળાપ થઈ રહ્યા પછી તે પોતેજ તેને યુદ્ધ માટે ઉશ્કેરવા લાગી. પતિસુખ વાસ્તવિક રીતે જેણે ઘણુંજ થોડું ભોગવ્યું છે તેવી ઉત્તરા અભિમન્યુને રણે ચઢવા તથા યુદ્ધમાં શૌર્ય બતાવવાને ઉશ્કેરે છે તે સમયનો દેખાવ, તે

સમયનું ગૌરવ તે સમયની ખુબી અવર્ણનીય છે. એક કવિના શબ્દમાં ઉત્તરા કહે છેઃ—

દુહો.

"મરજો કે મારજો તમે, નવ દેશો પુંઠ લગાર;
સેયર મ્હેણાં મારશે, કે કાયર કેરી નાર."

ગૃહધર્મ સાથે પરમાર્થ.

અંશુમતિ.

સદ્વિદ્યા સંપાદન કરવાને તેમજ પરમાર્થનાં, પરોપકારનાં કાર્ય કરવા માટે પ્રાચીન કાળમાં સ્ત્રીઓને કેવું સ્વાતંત્ર્ય હતું તે પરોપકારિણી સન્નારી અંશુમતીના ઉચ્ચ જીવન પરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. આ પવિત્રાત્મા સુવ્રત મુનિનાં પુત્રી હતાં. પરમાર્થનાં તેઓ અવતાર હતાં. બાળવયમાં તેઓએ ભૃગુ ૠષિ પાસેથી શિક્ષણ લીધું હતું. પોતાનું સર્વસ્વ તેઓએ પરમાર્થનાં કામ કરવામાં અર્પણ કર્યું હતું. પરમાર્થનાં કાર્યો કરવા સાથે તેઓ ગૃહધર્મ ભૂલી જતાં નહિ. ઘરકામથી પરવારી તેઓ ભૂખ્યાને અન્ન, તૃષાતુરને જલ, વસ્ત્રહીનને વસ્ત્ર, રોગીને ઔષધ અને અજ્ઞાનને ઉપદેશ આપતાં. આ ઉચ્ચ જીવન પરથી તે સમયની સ્ત્રીઓના ગૌરવ, તેમના ઉચ્ચ પદનો અસ્વીકાર કરી શકાય એમ નથી.

પતિપત્નીની પરસ્પર સન્માનવૃત્તિ, સત્યપ્રતિજ્ઞાના પાલન માટે પરસ્પર સહાય.

હરિશ્ચંદ્ર અને તારામતી.

પરસ્પર સન્માનદર્શક, પરસ્પર કર્તવ્યપરાયણ, આત્મપરિત્યાગ કરનાર આ દંપતી યુગલનું, સત્યપરાયણ જીવન ગાળવાના દૃઢ નિશ્ચયનું અનુકરણીય દૃષ્ટાન્ત ભારતવર્ષના ઇતિહાસમાં યાવચ્ચંદ્ર દિવાકરૌ દેદિપ્યમાન રહેશે. સત્ય પાળવાને ખાતર પોતાના રાજ-

પાટ, ધનવૈભવ, પોતાની પત્ની અને પોતાના પુત્રનો પણ પરિત્યાગ કરનાર, તેમની બિલકુલ સ્પૃહા ન રાખનાર હરિશ્ચંદ્રને વિષે આપણને જેટલી સન્માનવૃત્તિ થાય છે તેટલીજ સન્માનવૃત્તિ આપણને પોતાના પતિની સત્યપાલનપ્રતિજ્ઞા માટે દાસી તરીકે વેચાનાર તારામતી માટે પણ થાય છે. તારામતી કેવાં સુશિક્ષિત, કેવાં ગૌરવાન્વિત હશે તે, દાસી તરીકે બ્રાહ્મણને ત્યાં વેચાયા પછી છૂટાં પડતી વખતે તેમણે પોતાના પતિને કહેલાં વચન પરથી, સારી રીતે સાબિત થાય છે. તેઓએ આ વિપત્તિ સમયે હરિશ્ચન્દ્રને હિમ્મત સાથે કહ્યું હતું કે " પોતે બોલેલાં સત્ય વચન પાળવા જેવો બીજો કોઇ ઉચ્ચ ધર્મ નથી. " + વળી તે સમયે તેઓએ કહ્યું હતું કે " જો મેં કાંઇ દાન કર્યું હોય, જો મેં કાંઈ યજ્ઞહોમાદિ કર્યા હોય, જો મેં બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય તો તેના પુણ્યવડે હરિશ્ચન્દ્ર ફરી મારા પતિ થજો. "* હરિશ્ચન્દ્ર રાજા આ વચનોથી ગળગળા થઇ ગયા અને કહેવા લાગ્યા કે " હે કલ્યાણી ! હે સુશીલા ! ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા મારા જેવા મંદભાગ્યને પરણી તું દાસીપણાને પામી. હે દેવી ! પુરાણ, આખ્યાનની સુવિસ્તારવતી કથાઓ કહી હવે કોણ મને શોકમુક્ત કરશે ! "× પતિજીવનની ઉજ્જવલતા માટે દાસી તરીકે વેચાનાર, મહા સંકટને સમયે પણ પતિવ્રતાધર્મને પાળનાર પોતાના ઉચ્ચ જીવન પરથી પતિની પણ સન્માનવૃત્તિ ખેંચનાર, સતી તારામતીના જીવન પરથી પ્રાચીન કાળમાં સંસારમાં સ્ત્રીઓ કેવું ઉચ્ચ પદ ભોગવતી તે જણાઈ આવે છે.

+ नाऽतः परतरो धर्मः स्वसत्यस्यानुपालनम् ।
* यदि दत्त यदि हुतं ब्राह्मणास्तर्पिता यदि ।
तेन पुण्येन मे भर्ता हरिश्चन्द्रो स्तु वै पुनः ॥
× को मामुद्धरेद्देवि पौराणाख्यान विस्तरैः ॥

## પતિ-પત્નીનું ઉચ્ચ જીવન.

**ચૂડાલા.** પોતાના ઉજ્જવલ દ્રષ્ટાંતથી સમસ્ત સન્નારીસમાજને ઉચ્ચ, ઉજ્જવલ પંક્તિએ મૂકનાર, સન્માનપાત્ર ગણાવનાર સુચરિત્રવાન્ ચૂડાલાનું જીવન પણ અભ્યાસ કરવા જેવું છે. સૌરાષ્ટ્ર દેશના રાજાની તે પુત્રી હતી. બાલ્યકાલથીજ તેણે નીતિ અને અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરી આત્મ જ્ઞાન સંપાદન કર્યું હતું. જેવી તે વિદ્યાવતી હતી તેવીજ તે સ્વરૂપવાન્, સુંદર, લાવણ્યમયી હતી. આ રાજકન્યાનાં લગ્ન શિખિધ્વજ નામના નૃપતિ સાથે થયાં. લગ્ન થયા પછી બન્ને દંપતી ઉચ્ચ જીવન ગાળવા લાગ્યાં. સંસારનાં સુખ વૈભવ ભોગવવા સાથે એક બીજાની પાસેથી અનેક વિષયોમાં જ્ઞાન મેળવી તેઓ પોતાના જ્ઞાનભાંડારની અભિવૃદ્ધિ કરવા લાગ્યાં. ચૂડાલા શિખિધ્વજ પાસેથી વ્યવહાર, નીતિ અને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન મેળવવા લાગી. શિખિધ્વજ ચૂડાલા પાસેથી નૃત્યકળા, સંગીતકળા આદિ શીખવા લાગ્યો. યૌવનકાળની મજાહમાં, જીવનનો કેટલોક ભાગ વ્યતીત કર્યા પછી સંસારની નિઃસારતા તેમને સમજાવા લાગી અને પારમાર્થિક જીવનની પ્રાપ્તિ માટે મુમુક્ષુપદ મેળવવા માટે, આ દંપતી યુગલે, અધ્યાત્મજ્ઞાનમાં નિપુણ તેવા મહર્ષિઓ પાસે વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ કરવા આરંભ કર્યો. અપરિપકવ વિચારને લીધે રાજાને એક વખતે વનવાસ કરવાની ઈચ્છા થઈ. એક દિવસે રાત્રીએ તે ઉઠયો અને ગુપ્ત રીતે તે વનવાસ કરવા ચાલી નીકળ્યો. લોકોમાં સુલેહશાંતિ જળવાય તે માટે ચૂડાલાએ પ્રજાજનોને જણાવ્યું કે રાજા થોડા વખત માટે બહાર ગામ ગયા છે માટે તેઓ પાછા ફરતાં સુધી હું રાજ્ય ચલાવીશ. અઢાર વર્ષ સુધી આ સન્નારીએ લોકોને સં-

તોષ આપી રાજ્ય ચલાવ્યું. ઘણાં વર્ષ સુધી વાટ જોયા પછી પણ જ્યારે શિખિધ્વજ પાછો ન આવ્યો ત્યારે ચૂડાલા ગુપ્ત પુરૂષવેશે તેની પાસે ગઇ અને ખરૂં જ્ઞાન, ખરૂં કર્તવ્ય શું છે તેનો તેને બોધ આપ્યો. ચૂડાલાનો બોધ શિખિધ્વજના હૃદયમાં ઊતર્યો અને આત્મજ્ઞાનની ઝાંખી થતાં તે પરમાનન્દમાં આવી ગયો એટલે ચૂડાલા પોતાનો ધારણ કરેલો વેશ મૂકી મૂળ સ્વરૂપમાં તેની આગળ ઊભી. રાજા ચકિત થયો અને સ્નેહથી ચૂડાલાને ભેટયો અને પોતાની મહાવિદુષી, હિતકારિણી, કર્તવ્યપરાયણ સ્રીને અનેક રીતે ધન્યવાદ આપવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે તારા જેવી સન્નારીઓ ખરેખર પૂજ્ય છે. તું નિષ્કામ છે એટલે તારા આભારનો બદલો શી રીતે વાળવો ? તારી સદ્‌વિદ્યા, તારા સદ્‌ગુણો, તારાં સત્કાર્યોથી તેં સ્રીજાતિને શોભાવી છે. " ફરી પતિપત્ની પોતાના રાજનગરમાં ગયાં અને કેટલાંક વર્ષ સંતોષકારક રીતે રાજ્ય ચલાવી પ્રજાની પ્રીતિ મેળવી પરલોકવાશી થયાં.

### પૌરાણિક સમય-મુસલમાનોનો ઉદયકાળ.

રામાયણ અને મહાભારતનો સમય અને પૌરાણિક સમય એ બે વચ્ચે તાત્વિક અને બૌદ્ધસમય આવે છે. આ કાળથી બાળલગ્નનો કાંઇક ઉદય થયો એમ મિ. રમેશચન્દ્ર દત્ત જણાવે છે. આ કાળથી જ સ્રીઓની અવગણનાનો આરમ્ભ થયો. આ સમયમાં જ મનુમહારાજ એક સ્થળે જણાવે છે કેઃ—" કુમારી અવસ્થામાં પિતા સ્રીનું રક્ષણ કરે છે, યૌવનકાળમાં પતિ તેનું રક્ષણ કરે છે, વૃદ્ધ અવસ્થામાં પુત્ર રક્ષણ કરે છે. સ્રી સ્વાતંત્ર્યને યોગ્ય નથી.'*

* पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातंत्र्य मर्हति ॥

બૌદ્ધકાળ એ વિરક્તિનો સમય હતો એટલે તેની પૂરી સત્તા જામતાં, સ્ત્રીઓના તિરસ્કાર, સ્ત્રીઓની અવદશાનો આરમ્ભ થયો. તે સમયના બૌદ્ધ ગ્રંથોમાં સ્ત્રીઓનો ત્યાગ કરી સાધુ થઈ જવામાં શ્રેય રહેલું છે એમ વારંવાર જણાવવામાં આવ્યું છે. તિબેટ વિષે બહોળું જ્ઞાન ધરાવનાર સુપ્રસિદ્ધ રાય શરચ્ચન્દ્ર બહાદુરનું પણ કહેવું તેવું જ છે. બૌદ્ધકાળની અસર પૌરાણિક સમયમાં સ્પષ્ટ રીતે જણાવા લાગી. પૌરાણિક સમયમાં મુસલમાનોના ઉદયકાળનો સમાવેશ કરવામાં આવે તો તે અનુચિત કહેવાશે નહિ. છઠ્ઠાથી બારમા સૈકા સુધી પુરાણકાળ લઈએ તો તે સમયમાં મુસલમાનો હિન્દુસ્તાનના વાયવ્યકોણથી હિંદુસ્તાન પર ચઢી આવવા લાગ્યા હતા અને ધીરેધીરે આ દેશમાં પોતાની જમાવટ કરવા લાગ્યા હતા. પૌરાણિક સમયનો અન્ત અને મુસલમાન સમયનો ઉદય એ સમકાલીન છે. રામાયણ અને મહાભારતથી માંડી પૌરાણિક સમયના આરમ્ભકાળ સુધી સ્ત્રીઓની જનસમાજમાં જે ઉચ્ચતા હતી, સ્ત્રીઓને જે સ્વાતંત્ર્ય હતું, સ્ત્રીઓની જે મહત્તા હતી તે પૌરાણિકકાળમાં જોવામાં આવતી નથી, છતાં મુસલમાનોના સમયમાં સ્ત્રીજીવનની જે અવદશા થઇ તેટલી સ્ત્રીઓની અવદશા પૌરાણિક સમયમાં જોવામાં આવતી નથી. આ સમયમાં પણ સ્ત્રીઓ વિદ્યા સંપાદન કરી શકતી, સંસારવ્યવહારનાં કામકાજ માટે જનસમાજમાં સ્વાતંત્ર્યથી ફરી હરી યોગ્ય વર્તન કરી શકતી, લગ્નમાં તેની પસંદગી સામાન્ય રીતે કબૂલ રાખવામાં આવતી. મુસલમાનોના વારંવાર હુમલા થયા પછી, જાનમાલનું રક્ષણ નહિ રહેવાથી, જનસમાજમાં ધાર્મિક ગેરવ્યવસ્થા હોવાથી, સ્ત્રીઓ શારીરિક બાબતમાં સ્વભાવતઃ નિર્બળ હોવાથી, સ્ત્રીજીવન પર અનેક પ્રકારના

અંકુશ મૂકાવા લાગ્યા, સ્ત્રીઓને ઘણી બાબતમાં, સ્વાતંત્ર્ય તે સુશિક્ષણ માટે, ઉચ્ચ આધ્યાત્મિક જીવન માટે નાલાયક ગણવામા આવી; તેમજ કાલના દબાણથી યા પોતાની સંકુચિત સ્વાર્થપર યણ વૃત્તિને લીધે, તે સમયના શાસ્ત્રકારો, નીતિકારો તેમને નિ કૃષ્ટ પંક્તિ પર મૂકવા પ્રયત્ન કરવા લાગ્યા; છતાં મુસલમાનોની સ જામ્યા પછી સ્ત્રીઓની જે અધોગતિ થઇ તે જોતાં પૌરાણિક સમ યમાં, મુસલમાનોના આરમ્ભકાળમાં, સ્ત્રીઓની દશા ઘણે દરજ્જે ઉત્તમ હતી તે તે સમયની સ્ત્રીઓનાં જીવન જોવાથી માલમ પડી આવશે.

**કન્યાવ્યવહારનો, વિસ્તાર, રાજકાર્યકુશળતા, પરોપકાર.**

**મીનલદેવી.**

સંસ્કૃત સાહિત્યનું સન્માન વધારનાર, તેના ઉદય મ પોતાના સમયના પંડિતોને યોગ્ય આશ્રય આ પનાર, ન્યાયી, કુશળ અને લોકપ્રિય રાજ વહીવટ માટે પ્રસિદ્ધ થયેલા ગુર્જરેશ સિદ્ધરાજ જયસિંહનાં માતા મીનલદેવી કર્ણાટકના રાજા જયકેશીનાં પુત્રી હતાં. ચિત્રકળા અને સંગીત વિદ્યામાં તેઓ મહા કુશળ હતાં. પ્રજા ઉપરના કેટલાક કર તેમણે પોતેજ કમી કરાવ્યા હતા, અને લોકોને સુખકારક એવા જળાશય સ્થળે સ્થળે બંધાવ્યાં હતાં, જેમાંનાં વીરમગામવાળા જળાશય સુપ્રસિદ્ધ છે. રાજકાર્યમાં રાણીઓની રાજમાતાઓની તે સમયે કેટલી ત્તા હતી તે આ દૃષ્ટાંત દર્શાવી આપે છે.

**સતીત્વ અને શૌર્ય.**

**રાણકદેવી.**

ઇતિહાસના સર્વ કોઇ વાચકે આ શૂરી સતીનો વૃત્તાન્ત વાંચ્યો હશે. તે કેવી શીલવતી, કેવી બહાદુર હતી તે તેના જીવન પરથી સહેજ માલમ પડી આવે છે. જુનાગઢના રાજા રાખેંગારની તે રાણી હતી. બાલ

અવસ્થામાં જ્યારથી તે હડમતીયા કુંભારને ત્યાં રહેતી ત્યારથી સિદ્ધરાજ જયસિંહ આગળ, તેના રાજભાટોના મુખથી તેનાં વખાણ થવા લાગ્યાં હતાં. સિદ્ધરાજ તેનાથી મોહિત થયો હતો. તેની સાથે લગ્ન કરવાને તે અનેક યુક્તિ પ્રયુક્તિઓ કરતો હતો તેવામાં રાખેંગારે તેને લઇ જઈ તેની સાથે લગ્ન કર્યું. સિદ્ધરાજે ગુસ્સે થઈ તેના પર ચઢાઇ કરી. યુદ્ધમાં રાખેંગાર મરાયો. તેના મરાયા પછી, મહેલમાં પેસતાં સિદ્ધરાજે તેના પાંચ વર્ષના છોકરાને મારી નાંખ્યો. આ જોઈ તેનો મોટો છોકરો ગભરાઈ જઈ રોતો રોતો તેની માતા રાણકદેવીની પૂંઠે ભરાવા લાગ્યો ત્યારે તે શૂરી ક્ષત્રીઆણીએ તેને કહ્યું હતું કેઃ—

"માંગેરા મત રોય, મ કર આંખ્યો રાતીઓ,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ."

આ દરેક શબ્દમાં કેટલી હિમ્મત, કેટલી બહાદુરી, કેટલી નિર્ભયતા જણાઈ આવે છે ? સિદ્ધરાજે તેની પાસે જઇ પોતાની સાથે પુનર્લગ્ન કરવા ઘણું સમજાવ્યું પરન્તુ તે પોતાના ઉચ્ચ સંકલ્પમાં નિશ્ચલ રહી અને વઢવાણ આગળ ભોગાવાને તીરે સતી થઈ.

## વિદ્વત્તા-ઐચ્છિકલગ્ન.

**સરસ્વતી.**

આ વિદુષી સન્નારીનું બીજું નામ ભારતી હતું. કાશી અને ગયાની વચ્ચે આવતા બ્રાહ્મણવાસ ગામના વિષ્ણુમિત્ર નામના વિદ્વાન બ્રાહ્મણની તે પુત્રી હતી. વિષ્ણુમિત્રે નાનપણથી જ સરસ્વતીને ચારે વેદ, વેદાંગ, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, નીતિ, કળા, વ્યવહારશાસ્ત્ર આદિનો અભ્યાસ કરાવ્યો હતો. સરસ્વતી યોગ્ય વયે આવેલી હતી તેવામાં

રેવાકાંઠાના કેટલાક વિદ્વાન્, યાત્રાળુ બ્રાહ્મણો વિષ્ણુમિત્રને ત્યાં મહે-
માન તરીકે આવ્યા હતા. પ્રયાગવાળા કુમારિલ ભટ્ટાચાર્ય પાસે
અધ્યયન કરી, વિદ્યાનું પરમ સામર્થ્ય જેણે ગ્રહણ કરેલું છે, જેનું
મૂળ નામ વિશ્વરૂપ હોવા છતાં, બૌદ્ધધર્મનું ખંડન કરી વેદ ધ-
ર્મનું મંડન કર્યું માટે મંડનમિશ્રનું નામ પામેલા છે તેવા મહા
વિદ્વાન્‌ની તેઓએ ત્યાં પ્રશંસા કરી. આ વૃત્તાંત શ્રવણ કરી સર-
સ્વતીને તેને વરવાની ઇચ્છા થઇ. તેણે પોતે તે સંબન્ધમાં મંડન-
મિશ્રને પત્ર લખ્યો. લગ્ન થયું. મહાત્મા શંકરસ્વામી અને મંડન-
મિશ્રને એક વખતે વિદ્યાવાદ થયો ત્યારે સરસ્વતી પ્રતિપક્ષીની
સ્ત્રી છતાં શંકરસ્વામીએ તેને જ એક મધ્યસ્થ તરીકે નીમી હતી.
શંકરસ્વામી અને મંડનમિશ્ર જેવા સમર્થ વિદ્વાનોના વિવાદમાં
કોનો પરાજય થયો અને કોનો જય થયો તેનો નિર્ણય કરવા માટે
મધ્યસ્થ તરીકે નીમાવાનું માન એક સ્ત્રીને મળે તે ઓછું પ્રશં-
સનીય છે ? સરસ્વતી કેવી મહા સમર્થ વિદુષી બાઈ હોવી જોઇએ
તે આ ઉપરથી સિદ્ધ થાય છે. વાદમાં તેણે ન્યાય પણ બરાબર
આપ્યો. પોતાના પતિના પ્રતિપક્ષીનો જય તેણે હિમ્મતથી જાહેર
કર્યો. આ પછી મંડનમિશ્રના અર્ધાંગ તરીકે તેણે શંકરસ્વામીને
પોતાની સાથે વાદ કરવા કહ્યું. શંકરસ્વામીએ ઉત્તર આપ્યો કે પુ
રૂષોએ સ્ત્રીઓ જોડે વાદ કરવો એ યોગ્ય ન કહેવાય. પરન્તુ તે
સંબંધમાં સરસ્વતીએ યાજ્ઞવલ્કય અને ગાર્ગી તથા જનક વિદેહી
અને સુલભાનાં દૃષ્ટાંત આપતાં શંકરસ્વામીને તેની સાથે વાદ કર-
વાનું સ્વીકારવું પડયું. સત્તર દિવસ સુધી વાદ ચાલ્યો, પરન્તુ
શંકરસ્વામી પરાજિત થયા નહિ, સરસ્વતીને તેમનું શ્રેષ્ઠત્વ સ્વી-
કારવું પડયું. સ્વામી પણ સ્ત્રીનું આવું બુદ્ધિચાતુર્ય જોઇ ચકિત
થયા અને સરસ્વતીને મિત્ર સમાન ગણવા લાગ્યા.

## નિગ્રહ—સાહિત્યસેવામાં સહાય.

ભામતી, શ્રી શંકરાચાર્ય ભાષ્ય ઉપર ટીકા કરનાર વાચસ્પતિમિશ્રનાં પત્ની હતાં. વાચસ્પતિમિશ્ર ટીકા લખતા તે વખત તેઓ તેમાં એવા તલ્લીન રહેતા કે ભામતી જેવી સુન્દર સ્ત્રી તેમની પાસે રહેતી તેનું અથવા સંસારના અન્ય વિષયોનું તેમને ભાન રહેતું નહિ. ભામતી પણ વિદુષી, સુશીલ અને કર્તવ્યપરાયણ હતાં. રાત્રી દિવસ તેઓ પોતાના પતિને તેમના લેખનકાર્યમાં, લેખનસાહિત્ય આદિ પૂરાં પાડી તેમ રાત્રીએ દીવાની અખંડ સગવડ રહે તે માટે ઉજાગરો કરી તેમના સાહિત્યસેવાના કાર્યમાં સરલતા કરી આપતાં. લખતી વખતે કવચિત્ વાચસ્પતિને શંકા થતી તો તેઓ ભામતીને પ્રશ્ન કરતા. પતિ–પત્ની તે સંબંધે વિવાદ કરવા લાગતાં. આ પ્રમાણે દંપતીનો યૌવનકાળ ગયો અને પ્રૌઢાવસ્થામાં આવ્યાં તોપણ તેઓ મિત્રભાવે જ રહ્યાં. આમ થવા છતાં ભામતી–વિનીત ભામતીએ સાંસારિક વિષયો વિષે વાત કાઢી તેમના લેખમાં વિક્ષેપ નાંખ્યો નહિ. ટીકા લખવાનું કાર્ય સંપૂર્ણ થવા આવ્યું છે તેવામાં એક દિવસે મધ્ય રાત્રીએ ભામતીની આંખ ઉંઘથી ભરાવા લાગી. જે દીવાના પ્રકાશથી, વાચસ્પતિમિશ્ર ટીકા લખ્યે જતા હતા તેમાં દીવટ અને દિવેલ ખૂટતાં તે ઝાંખો બળવા લાગ્યો અને અંધારૂં પડવા લાગ્યું ત્યારે તેમણે આસપાસ નજર નાંખી તો ભામતીને તેમણે નિદ્રાવશ જોઇ. ઘરમાં ભામતી છે, અહોનિશ તે અનેક સંકટ સહન કરી, પોતાનાં કામકાજમાં સહાય કરે છે તેનું તેમને તે દિવસે જ ભાન થયું. તેમણે તેને જાગ્રત કરી તેનો ઉપકાર માન્યો અને તેને લીધે પોતાની ટીકા પરિપૂર્ણ કરવાની પોતાને સરલતા મળી માટે

તેમણે તે ટીકાને તેનું નામ આપ્યું અને અદ્યાપિ પર્યંત તે ભામતી ટીકાને નામે ઓળખાય છે. બુલર સાહેબ એક સ્થળે જણાવે છે કે આ જ ભામતીએ કલ્પતરૂ નામના ગ્રંથ પર વ્યાખ્યા કરી છે.

કુટુમ્બના ઐકય માટે આત્મપરિત્યાગ.

ભોગવતા પૂર્વ દેશના નૃપતિ વિજયરાજની પુત્રી હતી. તેને

**ભોગવતી.**

વેદ, પુરાણ, ન્યાય, કાવ્ય, છંદશાસ્ત્ર વગેરેનું સારૂં જ્ઞાન હતું. શૂરસેન રાજાના પુત્ર નાગરાજને જોયા વગર, તેનાં વખાણ સાંભળીને જ માત્ર, તેની જોડે ભોગવતીનું લગ્ન કરવામાં આવ્યું હતું. નાગરાજ ઘણો કદરૂપો અને નિર્દય હતો. પ્રથમ તો ભોગવતી જ્યારે સાસરે ગઇ ત્યારે નાગરાજનાં માતપિતાએ તેનો મેળાપ થવા દીધો નહિ. અજ્ઞાન અને કુરૂપ નાગરાજ પાસે વિદુષી અને સ્વરૂપવાન્ રાજકન્યાને મોકલતાં સૌ લજવાતાં હતાં, ખંચકાતાં હતાં. આ હકીકત, થોડા સમય પછી ભોગવતીના જાણવામાં આવી ત્યારે તે પોતે જ પોતાના પતિ પાસે ગઇ અને નાગરાજને પણ તેની પાસે જતાં સંકોચ થતો હતો તે તેણે દૂર કર્યો. થોડા વખત પછી તેઓ ગોદાવરીસ્નાન કરવા ગયાં હતાં. સ્નાન કરી પાછા ફરતાં જ્યારે તે પોતાના નગર સમીપ આવ્યાં ત્યારે બદલાઈ ગયેલા સ્વરૂપવાળા નાગરાજને ઓળખી ન શકયાથી તેના નાના ભાઇએ તેમને પેસવા દીધાં નહિ. નાગરાજે આપરથી યુદ્ધની તૈયારી કરી. ભોગવતીએ વિચાર કર્યો કે યુદ્ધ કરવાથી મારા પુત્ર સમાન દિયરો માર્યા જશે તેથી તેણે, ભાઇઓ ભાઇઓમાં સ્નેહ રાખવા, બન્ધુઓમાં સંપ રાખવાના લાભ પોતાના પતિને સમજાવી તેને યુદ્ધ ન કરવા કહ્યું. તેણે કહ્યું કે મોટા રાજા મહારાજા પણ બંધુઓ વગર નિર્ધન છે. સર્વ સમયે ભાઇઓની સહાયની

ઘણી જરૂર છે. ભાઈઓ વિના પૃથ્વીપતિ થવાતું નથી. મહારાજા, આપ ત્રણ દિવસ યુદ્ધ બંધ રાખો અને ધ્રુવચરિત્ર, વામનવિજય, ભરતચરિત્ર નાટક જુઓ. સતીનો આ બોધ સાંભળી નાગરાજે આ નાટકો જોયાં. તેમાં જણાવવામાં આવેલા અપરિસીમ બન્ધુપ્રેમનું અનુપમ ગૌરવ જોઇ તેણે યુદ્ધ કરવાનું માંડી વાળ્યું અને પોતાના ભાઇઓને કહ્યું કે તમેજ સુખે રાજ્ય કરો. આ ઉદારચરિત્રની, આ ઉચ્ચ વર્તનની નાના ભાઇઓ પર ઘણી જ સારી અસર થઈ. તેઓ પોતાના કૃત્યથી પસ્તાયા અને નાગરાજની ક્ષમા માગી, રાજ્ય તેને પાછું સોંપ્યું. એક નિઃસ્વાર્થ, આત્મત્યાગી, કર્તવ્યનિષ્ઠ સ્રીની સંસારમાં કેટલી સત્તા હોઈ શકે તે આ ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે.

## વિદ્વત્તા, દેશાટન.

**નાચી.**

નાચી, તૈલંગણ પ્રાંતમાં ઇલેશ્વર નગરના પંડિત ઇલેશ્વરોપાધ્યાયની પુત્રી હતી. તે પદાર્થવિજ્ઞાન, કળાકૌશલ્ય, શાસ્રપુરાણ આદિ વિષયોમાં કુશળ હતી. કવિતા પણ તે રચી જાણતી હતી. તેણે નાચી નામનું વીરરસપ્રધાન નાટક રચ્યું છે અને તેમાં પોતાના જન્મકાળથી પોતાને વૈધવ્ય દશા પ્રાપ્ત થઈ ત્યાંસુધીનું વર્ણન કરવામાં આવ્યું છે. પિતાની આજ્ઞાથી તેણે દેશાટન કર્યું હતું દેશ વિદેશ ફરી અનેક વિદ્વાનોનો તેણે વાદમાં પરાજય કર્યો હતો. છેક દિલ્હી અને જયપુર સુધી જઇ, વિદ્વાનોની સભાઓમાં જય મેળવી પુષ્કળ ધન અને સન્માન તેણે મેળવ્યાં હતાં. તે જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં પોતાની વિદ્વત્તાવડે તે પૂજાતી. આ સમય સુધી સ્રીઓને ઉચ્ચ પ્રકારનો વિદ્યાભ્યાસ કરાવવામાં આવતો તેમ તેમને યોગ્ય રીતે જનસમાજમાં ભળવાની,

ફરવા હરવાની છૂટ હતી તે સ્પષ્ટ માલમ પડી આવે છે.

### વિદ્વત્તા.

આ સુપ્રસિદ્ધ સન્નારી બેદર શહેરના ખગોળવેત્તા ભાસ્કરાચાર્યની પુત્રી હતી. શહેનશાહ અકબરના સમયમાં લીલાવતીગણિતનું સંસ્કૃતમાંથી ફારસી ભાષાન્તર કરનાર ફૈજી નામના વિદ્વાને જણાવ્યું છે કે સંતાનમાં ભાસ્કરાચાર્યને માત્ર પુત્રી જ હોવાથી તે વિધવા થઇ ત્યારે તેમણે વિચાર કર્યો કે પુત્રથી સર્વનું નામ કાયમ, અમર રહે છે પરન્તુ હું મારી પુત્રીને એવી વિદ્વાન્ બનાવું કે તેથી મારૂં નામ કાયમ રહે. આ વિચારથી તેઓ તેને ગણિતવિદ્યા, ખગોળ અને જ્યોતિષ શીખવવા લાગ્યા. આગળ જતાં તેઓએ એક ગણિતનું પુસ્તક તૈયાર કર્યું અને તેને લીલાવતીગણિત એ નામ આપ્યું.

**લીલાવતી.**

### મુસલમાનોનો સમય.

મુસલમાનોનો અને આપણો હાલનો એટલે વીશમી સદીનો સ્નેહભાવનો સમય અને પ્રથમનો તેમનો ચઢાઈઓનો, હુમલાનો મુલકસર કરવાનો, લોકોને તાબે કરવાનો સમય એ બે સમયમાં ઘણી ભિન્નતા રહેલી છે. તે સમયમાં મુસલમાનો આ દેશ પર ચઢી આવતા, અમુક પ્રાન્તમાં દાખલ થઇ ત્યાં લૂટફાટ, મારામારી, ખુનરેજી ચલાવતા અને વળી ચાલ્યા જતા, પાછળથી વળી કેટલાક મુલકસર કરી અત્રે રહેવા લાગ્યા અને પોતાની સત્તા, પોતાનું રાજ્ય સ્થાપવા, વધારવાને યત્ન કરવા માંડયા. લૂટફાટ, મારામારી અને ખુનરેજીના આ સમયમાં ખુદ પુરૂષજીવન પર કેટલાક અંકુશ રહેતા તો સ્ત્રીજીવન પર તેથી પણ વધારે રહે તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. સ્ત્રીઓને તેમના શીલના રક્ષણ માટે ઘરમાં રાખવાનો, પોતાને

વૈરથી છોકરીઓ મુસલમાનોને કબજે ન જાય તે માટે બાલ્યાવસ્થાથી જ તેને પારકી કરી, તેનું લગ્ન કરી, પોતાની જવાબદારી ઓછી કરવાનો, રિવાજ ત્યારથી પડ્યો હોવો જોઇએ. જે સબબથી મુસલમાનોમાં પડદાનો રિવાજ દાખલ થયેલો છે તેજ સબબથી હિંદુઓમાં પણ પડદાનો, ઘરમાં ગોંધાઈ રહેવાનો, લાજ વગેરેનો રિવાજ દાખલ થયો હોય એમ જણાય છે. ઘણા પ્રાચીન સમયમાં આરબોનું નૈતિક ધોરણ ઘણું હલકું હોવાથી, સ્રીપુરૂષોના સંબન્ધનું, સંસર્ગનું પરિણામ ઘણું ખરાબ આવતું. હજરત પયગમ્બરને આ બાબતમાં સૂચના કરવામાં આવતાં તેમણે સ્રીઓને યોગ્ય વસ્ત્ર પહેરવા, મ્હોં અને કાંડા સુધી હાથ, તે સિવાય શરીરના બીજા અવયવ ખુલ્લા નહિ મૂકવા તેમજ તેમનું સૌન્દર્ય અને અલંકાર લોકોની દૃષ્ટિએ ન પડે તેમ કરવા, તેઓ પ્રતિષ્ઠિત ગણાય તે માટે તેમ જ રસ્તા પરના બદમાશોથી બચે તેમાટે બહાર જતી વખતે, વધારાની ચાદરોથી પોતાનું અંગ ઢાંકવા આજ્ઞા કરી. આ ફરમાનથી આગળ વધી, પડદાથી સ્રીઓના શીલનું વધારે સંરક્ષણ થશે, એમ ધારી પડદાનો રિવાજ મુસલમાનોમાં પાછળથી દાખલ કરવામાં આવ્યો છે. પયગમ્બર સાહેબના જીવનકાલમાં સ્રીઓને તદ્દન એકાંતવાસમાં રાખવાનો રિવાજ નહોતો. મ્હોં ઢાંકયા સિવાય યોગ્ય કપડાં પહેરી સ્રીઓ બહાર જતી. પયગમ્બર સાહેબના વખતમાં જો કે મ્હોં ઢાંકવાનો રિવાજ નહોતો પણ તેમના સમયમાં શરીર ઢાંકવાનું ફરમાન જે કારણથી કરવામાં આવ્યું હતું તે જ કારણથી તેમ અનુકરણથી હિન્દુઓમાં પણ તે જ રિવાજ દાખલ થયો. ઇતિહાસમાં જોવામાં આવ્યું છે કે મુસલમાનો કોઈ સુન્દર, સ્વરૂપવાન્ સ્રીને જોતા તો તેને જોરજુલમથી ઉપાડી જઈ પોતાના

જનાનામાં દાખલ કરતા. આથી સ્ત્રીઓનાં મુખ મુસલમાનો જોઈ જ ન શકે તે માટે તેમ જ રાજકર્ત્રી કોમના અનુકરણ રૂપે પડદાનો ઘુમટાનો, લાજનો રિવાજ હિન્દુઓએ પોતાના સંસારમાં દાખલ કર્યો. મુસલમાનોના આવ્યા પછી, તેમને લીધે જ તેમ તેમના અનુકરણથી આ રિવાજ હિન્દુ સંસારમાં દાખલ થવા પામ્યો, એ બાબતનાં સબળ પ્રમાણ, આપણે તપાસ કરીશું તો આપણને માલમ પડ્યા વગર રહેશે નહિ. જ્યાં મુસલમાનોનો નિવાસ, જ્યાં મુસલમાનોની સત્તા વધારે જામેલી ત્યાં આ રિવાજ વધારે દાખલ થયેલો માલમ પડે છે. ઉત્તર હિન્દુસ્તાન જ્યાં તેમની સત્તા વધારે જામેલી ત્યાં પડદાનો રિવાજ વધારે દૃઢતાથી પેસી ગયેલો છે; ગુજરાતમાં તે ઘુમટા રૂપે જ રહ્યો છે અને મહારાષ્ટ્ર કર્ણાટક, મદ્રાસ, આદિ ભાગો જ્યાં મુસલમાનોનું પ્રમાણમાં ઘણું થોડું બળ હતું ત્યાં તે રિવાજ બિલકુલ પ્રવેશ થવા પામ્યો નથી.

આગળ જણાવ્યા મુજબ સ્ત્રીઓનું સન્માન, ગમે તો ઘણે થોડે અંશે, પણ, બૌદ્ધસમયથી ઘટવા માંડયું. બૌદ્ધધર્મનો સિદ્ધાન્ત વિરાગનો હતો. સંસારવ્યવહારનું મુખ્ય અને શ્રેષ્ઠ સાધન સ્ત્રી છે. આજ કારણથી, સંસાર પરથી લોકોનું મન ઉઠી જાય, લોકોને વિરાગવૃત્તિ ઉત્પન્ન થાય તે માટે બૌદ્ધધર્માચાર્યો, સ્ત્રીઓ જ અધમ છે, જીવનને તારનાર નથી પણ ડૂબાડનાર છે એવાં વચન પોતાના ગ્રંથોમાં દાખલ કરવા લાગ્યા. પાછળથી, પુરાણકાળમાં આપણા કેટલાક સાધુ, સંન્યાસીઓ, જેમાંના ઘણા દુનિયાથી કંટાળેલા તેમ જેમાંના ઘણા અવિવાહિત રહેલા તેઓ; સ્ત્રીઓ અધમ છે, એવા વિચાર ગેરવાજબી રીતે પ્રસિદ્ધ કરવા લાગ્યા. આ સર્વની પરિસીમા મુસલમાનોના સમયમાં આવી રહી. મુસલમાનોના સમ-

યમાં, મુસલમાનોમાં પોતાનમાં તેમજ હિન્દુઓમાં સ્ત્રીઓની ઘરમાં સત્તા નહોતી, તેમનું ઘરમાં સન્માન નહોતું એમ નહિ; પરન્તુ તે સમયે તેમની જે સત્તા, તેમનું જે સન્માન હતું તે તેમના સદ્‌ગુણોની તેમની મહત્તાની કદર તરીકે નહિ પરન્તુ સુન્દર શરીર પ્રત્યેની, પોતાની અધમ વૃત્તિઓ પ્રત્યેની માનવ અધીનતાનું તે પરિણામ હતું. મુસલમાનોના સમયમાં સ્ત્રીઓને પુરૂષો ખરી રીતે એક પગરખા તરીકે જ ગણુતા હતા. મુસલમાનો તેમજ હિન્દુઓના બહુવિવાહને લીધે સ્ત્રીની કાંઈ કિંમત, કાંઈ ગણુના નહોતી. એક ન ગમી તો બીજી, બીજી નહિ તો ત્રીજી, સ્ત્રી મૂઈ તો ફંદરડી મૂઈ, આમ, સ્ત્રીઓની તે સમયે ઘણી જ થોડી ગણુના હતી. ઉપર જણાવ્યા મુજબ પુત્રીઓનાં શીલનું સંરક્ષણ કરવું માતાપિતાને મુશ્કેલ થઈ પડવાથી, પુત્રી જન્મ પામતી ત્યારથી જ તે અવગણુનાને પાત્ર ગણાતી, તેમ જ તે જ મુશ્કેલીને લીધે છોકરીનું બાળપણુમાં જ લગ્ન કરી, કન્યાવસ્થા પૂરી ન થઇ હોય તેટલામાં જ સાસરે મોકલવાથી, સાસુ, સસરા, જેઠ જેઠાણી, નણુંદ વગેરેનું સામ્રાજ્ય તેના પર જામતું; તે પરાધીન, પરતંત્ર, દબાયલી જ રહેતી. મુસલમાનોના સમયમાં સ્ત્રીસ્વાતંત્ર્ય પર પૂરેપૂરો અંકુશ મૂકાયો. સ્ત્રીઓની અધોગતિનો આરમ્ભ પ્રબળતાથી તે કાળમાં થયો.

વિદ્યા, સાહિત્ય અને હુન્નરકળાની અભિવૃદ્ધિ સુલેહ શાન્તિના સમયમાં જ થાય છે, ચઢાઈઓ, હુમલા, ટંટા બખેડા, લૂટફાટ અને મારામારીના સમયમાં થતી નથી. પોતાના જાનમાલના રક્ષણુ માટે પોતાના જીવ દિનરાત્રી અદ્ધર રહેતા હોય તેવે સમયે આ બાબતામાં લોકો પૂરતી રીતે લક્ષ આપી શકતા નથી. આ તોફાનોના સમયમાં પુરૂષશિક્ષણુનો જ જ્યારે અભાવ થયો તો સ્ત્રી

શિક્ષણની અધોગતિ થાય એમાં આશ્ચર્ય શું ? શહેનશાહ અકબર જેવા એકાદ બે રાજાના સમયમાં સુલેહશાન્તિ રહી હતી અને તેથી તે સમયમાં વિદ્યા, હુન્નર અને સાહિત્યની અભિવૃદ્ધિ થયેલી આપણે જોઇએ છીએ; પરન્તુ પાછળની અંધાધુંધી તે સર્વને ઢાંકી નાંખે છે.

પુરાણકાળ છોડીને, મુસલમાનોની સત્તા જામવાનો જે સમય ત્યાં સુધી, તેમજ મુસલમાનોની પૂર્ણ સત્તા જામવા છતાં પણ બળવાન્ સત્તાધારી, રાજકુટુમ્બો તેમજ પોતાનો બચાવ કરી શકે તેવા શ્રીમન્ત વર્ગમાં, મોટી ઉમ્મરે પરણતી, પોતાની પસંદગીથી પરણતી, પોતાની શીલરક્ષા તેમજ પોતાના સન્માન માટે, પોતાના પતિના તેમ પોતાના દેશના રક્ષણ માટે પ્રાણ અર્પણ કરતી, પોતાના સદ્‌ગુણોને લીધે સન્માન પામતી, કેટલીક સુચરિત સન્નારીઓ જોવામાં આવે છે. આરમ્ભકાળમાં નિયમ રૂપે અને મુસલમાનોના સમયના અન્તકાળમાં અપવાદ રૂપે જોવામાં આવે છે. તે સમયની સ્ત્રીઓની સ્થિતિનું યથાસ્થિત ચિત્ર નીચેનાં કેટલાંક ઐતિહાસિક દૃષ્ટાન્તો પરથી માલમ પડી આવશે.

### શીલ—શૌર્ય.

ખુશરૂખાન પોતાને સ્પર્શ કરવા આવ્યો ત્યારે ઘાયલ થયેલી વાઘણની માફક, પોતે નિર્બળ છતાં, બિછાનામાં એકદમ બેઠી થઈ જઈ, ખુશરૂને કટાર મારી તેનાં આંતરડાં ખેંચી કાઢનાર શૂરી સરદારની બહાદુરી શું ઓછી પ્રશંસાપાત્ર છે, શું ઓછી સન્માનનીય છે ? રાણીપૂરના રાજા

**સરદારબા.**

ક્ષેમરાજની તે પુત્રી હતી. અલાઉદ્દીનના સમયમાં ગુજરાતનો સૂબો રહેમતખાન તેને જોઈ તેના પર મોહિત થયો હતો. તેણે તેના ભા-

ઇને દ્યુત રમાડી હોડમાં સરદારબાને જીતી. સરદારબાની ભાભી રૂપાંદેએ સરદારબાના રક્ષણ માટે યુદ્ધ કર્યું પણ આખરે પરાજય પામી મરણ પામી. સરદારબા તથા તેનાં માતપિતા કેદ પકડાયાં. સરદારબા એક દિવસ સૂબાને લાલચ આપી તેને નિશામાં નાખી નાઠી. માર્ગમાં તેને ચંદ્રાવતીના રાજકુમાર વૈરીસિંહનું ઓળખાણ થયું. તેણે સરદારની વાત સાંભળી ઉશ્કેરાઇ જઈ પાટણ લેવાનો નિશ્ચય કર્યો ઇસ્લામી ધર્મ ન સ્વીકારવા માટે પાટણની ભાગોળે, સરદારબાનાં માતપિતાને દેહાંતદંડની શિક્ષા કરવાની આ તરફ વ્યવસ્થા થતી હતી તેવામાં વૈરીસિંહ સરદારને લઈ પાટણ પર ચઢી આવ્યો, સૂબાને હરાવ્યો અને પાટણ સર કર્યું. આ ખબર દિલ્હી પહોંચતાં ખુશરૂખાન નામના સરદારને લશ્કર સાથે મોકલવામાં આવ્યો. યુદ્ધ થયું તેમાં વૈરીસિંહ મરાયો. સરદારબા સહગમન કરવા તત્પર થતાં રજપૂતોને શૌર્ય ચઢયું. સરદારની સરદારી નીચે તેઓ મહાન્ શૌર્ય સાથે લઢયા. પરન્તુ આખરે સરદાર ઘાયલ થઈ પકડાઇ. ખુશરૂખાન તેના બિછાના આગળ જઇ તેને સ્પર્શ કરવા ગયો; તે ઉઠી બિછાનામાં બેઠી થઈ અને તેને કટારથી માર્યો.

### પતિવ્રત, શૌર્ય, આત્મત્યાગ, સ્ત્રીસન્માન.

**કળાવતી.** આ સમયે, બીજી કોમોમાં નિરક્ષરતા* અને અજ્ઞાનને લીધે સ્ત્રીઓનું સંસારમાં જોઇએ તેવું સન્માન નહોતું; પરન્તુ લડાયક કોમોમાં, રજપૂતો અને ક્ષત્રીઓમાં આ સમયે સ્ત્રીસન્માન હતું અને તેમની સ્ત્રીઓ સર્વથા સન્માનને પાત્ર પણ હતી. કળાવતી રજપૂતાનાના એક ખંડિયા રાજાની રાણી હતી. અલાઉદ્દીને જ્યારે તેના રાજ્ય પર ચઢાઈ કરી ત્યારે રાજા યુદ્ધ કરવા તત્પર થયો. રાણી કળાવતી પણ પોતાના

* અભણ અવસ્થા.

પતિ સાથે રણસંગ્રામમાં ચઢી. ઘોર યુદ્ધ ચાલ્યું. યુદ્ધમાં રાજા પર કોઈએ તલવાર ઉગામી, રાજાનો પ્રાણ પણ ગયો હોત પરન્તુ રાણીએ સમયસૂચકતા વાપરી ઘાતક ઉપરજ ઘા કર્યો, અને રાજાનો પ્રાણ બચાવ્યો. આખરે યુદ્ધમાં કર્ણસિંહ ઘવાયો પરન્તુ રાણી પાછી હઠી નહિ. તેણે પોતાના સૈનિકોને સારી રીતે ઉશ્કેર્યા. દુશ્મનોનો પરાજય થયો. તેઓ રાજધાનીમાં આવ્યાં. કર્ણસિંહને ઝેર પાયેલી તલવારનો ઘા થયો હતો તેથી તે ઝેર કોઇ ચૂસે તોજ કર્ણસિંહનો પ્રાણ બચે એમ હતું. કળાવતી તે ચૂસવા તૈયાર હતી પરન્તુ કર્ણસિંહ તેને તેમ કરવા દેતો નહિ. એક દિવસ રાજા નિદ્રાવશ હતો ત્યારે આ આત્મત્યાગી બહાદુર રાણીએ તેના જખમનું ઝેર ચૂશી લીધું. કર્ણસિંહ બચ્યો પરન્તુ રાણીને ઝેર ચઢયું. તે મરણ પામી. કર્ણસિંહે તેના સન્માનને ખાતર પુનર્લગ્ન કર્યું નહિ.

## પુખ્તવયે લગ્ન-લગ્નમાં કન્યાની પસંદગી.

**કર્મદેવી.**

રજપૂતાનામાં અરિન્ત નગરના રાજા માણિકરાવની પુત્રી કર્મદેવીને તેના પિતાને રાઠોડ વંશના મંડોરના રાજકુમાર અરણ્યકુમારને દેવાની ઈચ્છા હતી. પરન્તુ કર્મદેવી જેસલમીરના રાજા રણુંગદેવના પુત્ર સાધુના બુદ્ધિચાતુર્ય, પરાક્રમ અને બહાદુરીથી મુગ્ધ બની હતી. તેણે તેને પરણવાનો નિશ્ચય કર્યો હતો. આખરે પુત્રીની ઇચ્છા મુજબ માણિકરાવે તેનું લગ્ન સાધુ સાથે કર્યું લગ્ન કરી પોતાના રાજનગર તરફ પાછા ફરતાં રસ્તામાં સૈન્ય સાથે મંડોરકુમાર તેને મળ્યો અને તેને રોકયો. બન્ને વચ્ચે મહાભારત યુદ્ધ થયું. લગ્ન તરત થયેલું હતું પરન્તુ કર્મદેવી ગભરાઈ નહિ. યુદ્ધમાં પતિને ઉત્સાહિત કરવા લાગી. યુદ્ધમાં સાધુ મરાયો. કર્મદેવી તેની સાથે બળી મૂઈ.

## રાજ્યકર્ત્રી-વીરાંગના.

**દુર્ગાવતી.** આ વીરાંગના બુંદેલખંડના મહુવા નગરના રાજા ચન્દનની પુત્રી અને ગંડમંડળના રાજાની ધર્મપત્ની હતી. રાજા મરણ પામવાથી તેમ પોતાનો પુત્ર વીરવલ્લભ બાળવયમાં હોવાથી રાજ્યકારભાર દુર્ગાવતીને માથે આવી પડયો હતો. તેણે રાજવહીવટ એવે ઉત્તમ પ્રકારે ચલાવ્યો કે પ્રજા તેને અનેકાનેક ધન્યવાદ આપવા લાગી. આ સમયે દિલ્હીના રાજ્યાસન પર અકબર શહેનશાહ રાજ્ય કરતો હતો. લગભગ સર્વ રજપૂત રાજ્યો તેને વશ થઇ ગયાં હતાં. ઘણાંક રાજકુટુમ્બોએ પોતાની કન્યાઓ પણ બાદશાહને તેમ અન્ય દરબારીઓને દીધી હતી. મેવાડનો મહાપ્રતાપી, સમર્થ રાણો પ્રતાપસિંહ અને વીરનારી દુર્ગાવતી તેને વશ થયાં નહોતાં ગંડમંડળને વશ કરવા તેણે ઈ. સ. ૧૫૬૪ ની સાલમાં આસફખાં નામના પોતાના સરદારને એક મહાન્ સૈન્ય સાથે મોકલ્યો. દુર્ગાવતી આસફખાનથી ડરી ગઈ નહિ. તેણે પણ યુદ્ધ માટે તૈયારી કરવા માંડી. અઢાર વર્ષનો રાજકુમાર વીરવલ્લભ પણ યુદ્ધ માટે સજ્જ થયો. દુર્ગાવતી પોતે ઢાલ, તલવાર, બખ્તર, ધનુષ્ય, બાણ સજી યુદ્ધ માટે હાથી પર સ્વાર થઇ રણને મોખરે ઉભી રહી પોતાના સૈનિકોમાં ઉત્સાહ પ્રેરવા લાગી. તેણે બે વાર આસફખાન પર હુમલા કર્યા અને બે વાર આસફખાનનો પરાજય કર્યો. ઘણાં યુદ્ધોમાં યશ પામેલા વીર યોદ્ધાઓ આ વીરાંગનાના હુમલાથી નાશ ભાગ કરવા લાગ્યા. સૂર્ય અસ્ત થતાં યુદ્ધ બંધ થયું. રાત્રીએ દુર્ગાવતીનું સૈન્ય નિદ્રાવશ હતું તે અરસામાં આસફખાંએ તેનાપર હુમલો કર્યો. દુર્ગાવતી ગભરાઈ નહિ. કુમાર વીરવલ્લભે પણ ભારે શૌર્ય અને પરાક્રમ સાથે યુદ્ધ કર્યું, તે પરન્તુ મરાયો. પોતાના એકના એક પુત્રનું મૃત્યુ થવા

છતાં દુર્ગાવતી હિમ્મત હારી નહિ, રણમાંથી તે પાછી ફરી નહિ, પણ વધારે ઝનુન અને બહાદુરીથી તે લઢવા લાગી. તેની આંખમાં શત્રુનું એક બાણ ભોંકાયું, બીજું એક છાતીમાં લાગ્યું, છતાં, તે ડગી નહિ. પરન્તુ છાતીમાં થયેલા ઘાને લીધે નીકળતી રૂધિરની ધારાથી તે નિર્બળ થતી ગઈ. તેનામાં બેહોશી આવતી ગઇ ત્યારે પોતાના સિપાહી પાસેથી એક તલવાર લઇ તેના ઝટકાથી દેહત્યાગ કર્યો.

ઇચ્છા-લગ્ન

**વિમળાદેવી.** રજપૂતાનામાં આવેલા રૂપનગરના રાજા અમરસિંહની તે પુત્રી હતી. તે રૂપવતી અને ધાર્મિક હતી. તેની મોટી બહેન કેસરબાને તેના પિતાએ દિલ્હીના તે વખતના બાદશાહ ઔરંગઝેબને આપી હતી. એક વખતે ધર્મ સંબન્ધી ચર્ચા ચાલતાં કેસરબાએ તેને કાંઈક હલકાં વચન કહ્યાં ત્યારે વિમળાદેવીએ તેને કહ્યું કે તું હવે પરધર્મમાં ગઈ છું, તું રાઠોડની પુત્રી રહી નથી. આવાં કેટલાંક મર્મભેદક વચનો સાંભળી કેસરબાએ ગુસ્સે થઈ તેને કહ્યું કે હું પણ તને બાદશાહની બેગમ કરૂં ત્યારે ખરી. આમ કહીને તે દિલ્હી ગઇ, બાદશાહને ઉશ્કેર્યો. બાદશાહે વિમળાદેવીનું માગું કર્યું. અમરસિંહ ગભરાયો. અમરસિંહે માગાનો સ્વીકાર કર્યો. વિમળાદેવી ગભરાવા લાગી. તે કુમારી હતી. તેણે પ્રથમથી પ્રતાપના પૌત્ર રાજસિંહ સાથે વરવાનો નિશ્ચય કર્યો હતો. તેને તેણે લખી જણાવ્યું કે તમને હું મનથી વરી ચુકી છું. બાદશાહે મારે માટે માગું કર્યું છે. મારા પિતાએ ભયથી હા પાડી છે, વસન્તપંચમીનું લગ્ન નિર્ધાર્યું છે માટે તે પહેલાં આવી મારૂં રક્ષણ કરશો. હું પ્રાણત્યાગ કરીશ પરન્તુ બાદશાહની બેગમ નહિ થાઉં. રાજસિંહ તેની દ્રઢ પ્રતિજ્ઞાથી પ્રસન્ન થયો, અને તેને બચાવવાને તેણે સંકલ્પ કર્યો. આ તરફ ઔરંગઝેબ

જાન લઈ રૂપવગર આવ્યો. લગ્નની ધામધૂમ ચાલતી હતી તે અડબડને સમયે રાજસિંહ આવી પહોંચ્યો અને વિમળદેવીને ઘોડા પર બેસાડી ઉદેપૂર જઇ પહોંચ્યો, લગ્ન કર્યું. દંપતી આનંદમાં જીવન નિર્ગમન કરવા લાગ્યાં.

### વિદ્વાન્, કર્તવ્યપરાયણ, મહાન્ રાજ્યકર્ત્રી.

**અહલ્યાબાઇ.** આ સન્નારી ઇંદોરમાં હોલ્કરના રાજ્યની સ્થાપના કરનાર, મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવની પત્ની હતી. આ સમયની સામાન્ય સ્ત્રીઓ કરતાં તે વિદ્યાભ્યાસમાં ઘણી આગળ વધેલી હતી. સંસ્કૃતનું તેને સારૂં જ્ઞાન હતું સંસ્કૃત કથાપુરાણ તે વાંચતી. પોતાના સ્વામી ખંડેરાવ અને સસરા મલ્હારરાવ મરણ પામવાથી અહલ્યાબાઇનો પુત્ર માલીરાવ ગાદીએ બેઠો માલીરાવ બુદ્ધિહીન અને દુરાચારી હતો. ગાદીએ બેઠા પછી ૮-૧૦ માસમાં તે મરણ પામ્યો. દિવાને, અહલ્યાબાઇને દત્તકપુત્ર લેવા સલાહ આપી માળવામાં આ સમયે રાઘોબાપેશ્વા હતો. તેને દિવાને પોતાના પક્ષમાં લીધો. બુદ્ધિમાન અહલ્યા આ સર્વનું રહસ્ય સમજી ગઇ. તેણે કહ્યું કે હોલ્કરના રાજ્યની માલિક હું છું. કોઇએ મારા કામમાં વચ્ચે પડવાની જરૂર નથી. રાઘોબા આથી ગુસ્સે થયો. તેણે યુદ્ધ માટે તૈયારી કરી. અહલ્યાબાઇ પણ અસ્ત્રશસ્ત્ર સજી, હાથીના હોદ્દામાં બેસી લડાઈ કરવા તત્પર થઇ. એવામાં માધવરાવ પેશ્વાએ રાઘોબાને પત્ર લખ્યો તેથી તેનું કશું વળ્યું નહિ. માધવરાવે રાઘોબાને લખ્યું હતું કે અહલ્યાબાઈ યોગ્યતાવાળી સ્ત્રી છે, તેના રાજ્યનો વહીવટ કરવાની તેને સંપૂર્ણ સત્તા છે. તેના રાજ્યવહીવટમાં તમારે વચ્ચે પડવું નહિ. અહલ્યાબાઇએ રાજ્યકારભાર હાથમાં લીધો. તુકાજી હોલ્કર નામના એક બહાદુર, ડરેલ, નિર્લોભી, અનુભવી માણસને પોતાનો સેનાપતિ તેણે

નીમ્યો. ત્રીસ વર્ષ સૂધી અહલ્યાબાઇએ લોકોની પ્રીતિ સંપાદન કરી રાજ્ય કર્યું. તેની કારકીર્દિમાં પ્રજા ઘણી આબાદ થઈ. ન્યાયનાં કેટલાંક કામો પોતે જાતે જ દરબારમાં આવી કરતી. નવરાશનો સમય તે પ્રભુપરાયણતા અને પરમાર્થનાં કાર્યોમાં વ્યતીત કરતી. તેણે પોતાના આહ્નિક માટે સમયના વિભાગ પાડ્યા હતા અને તે વિભાગ મુજબ નિયમસર કામ તે કરતી. આ સમય લડાઈ ટંટા અને બખેડાનો હોવા છતાં તે એવી કુશળતાથી, દક્ષતાથી કામ લેતી કે રાજ્યમાં તેમ પરરાજ્ય સાથે કોઇ પણ પ્રકારની ખટપટ ઉભી થવા પામતી નહિ પોતાની પ્રજાની આબાદી, અભિવૃદ્ધિ અર્થે હેરાનકર્તા કરો તે પ્રજા પર નાંખતી નહિ. આ પરાક્રમી, પરોપકારિણી રાજકર્ત્રીએ લોકહિતાર્થે, લોકોનાં સુખ સગવડ માટે હિંદુસ્તાનના સર્વ ભાગમાં, સ્થળે સ્થળે, ધર્મશાળાઓ, વાવ, કુવા, તળાવ અને અન્નસત્રોની સ્થાપના કરી છે. ગ્રીષ્મઋતુમાં તે પાણીનો પરબો મંડાવતી. શીતકાલમાં તે ગરીબ લોકોને વસ્ત્ર આપતી. મુગાં પશુ પક્ષી પ્રત્યે પણ તે દયા રાખતી. હળ ખેંચના બળદોને થોડાક વખત જળ પીવાનો, વિશ્રાંતિ મળવાનો સમય મળે તે માટે તેણે બંદોબસ્ત કર્યો હતો ખેડૂતો પાસેથી ઉભા પાક ખરીદી લઇ તે પક્ષીઓને ખાવા માટે ભેળાવી મૂકતી. ભરયૌવનમાં તેમજ રાજવૈભવમાં તેણે પોતાના શીલનો, સદાચારનો ત્યાગ કર્યો નહોતો. અહલ્યાબાઇને મિથ્યાસ્તુતિ, ખુશામત પસંદ નહોતી. એક બ્રાહ્મણે તેના સંબન્ધમાં એક પ્રશંસાત્મક પુસ્તક રચ્યું હતું. પુસ્તકમાંની પોતાની પ્રશંસા માટે પોતે અયોગ્ય છે એમ જણાવી તેણે તે પુસ્તક નર્મદાજીમાં ફેંકાવી દીધું હતું. પોતાના કુશળ, ઉપકારક રાજ્ય કારભારથી પ્રજાગણની તેણે એટલી પ્રીતિ સંપાદન કરી હતી કે તેની હાલ પણ એક દેવી તરીકે પૂજા થાય છે.

## અંગ્રેજોનો સમય.

સંસારમાં સ્ત્રીઓના પદ વિષે આગળ જે સર્વ વિવેચન ઐતિહાસિક દૃષ્ટિથી કરવામાં આવ્યું છે તે ઉપરથી તેમજ ભિન્ન ભિન્ન સમયની સ્ત્રીઓનાં ચરિત્ર, તેમનાં જીવનનાં ચિત્ર જે આગળ આપવામાં આવ્યાં છે તે ઉપરથી તે સમયમાં સ્ત્રીઓની જનસમાજ પર કેટલી સત્તા હતી, સાંસારિક જીવનમાં તેમનું માન, તેમની પ્રતિષ્ઠા કેટલી હતી, તેમનાં ચરિત્ર, તેમનાં જીવન કેટલાં ઉચ્ચ, કેટલાં પવિત્ર હતાં, તેમને કેટલું સ્વાતંત્ર્ય હતું તે જણાઈ આવે છે. વેદકાલમાં, સ્ત્રીઓની જે મહત્તા હતી તેનો નહિ જેવો લોપ રામાયણ, મહાભારતના સમયમાં થયો. સામાન્ય રીતે તેમની તેજ ગૌરવાન્વિત સ્થિતિ સુદૃઢ રહી. બૌદ્ધ સમયમાં સ્ત્રીઓ ાી ઉપેક્ષાનો આરંભ થયો, પુરાણ કાળમાં તે ચાલુ રહ્યો, મુસલમાનોના ઉદયકાળમાં તેનાં મૂળ દૃઢતા સાથે નંખાયાં, તેમના રાજ્યની જમાવટ સાથે, સ્ત્રીઓની ઉપેક્ષા, સ્ત્રીઓની અવગણના, સ્ત્રી પ્રત્યેનો તિરસ્કાર, સ્ત્રીજીવન પરના વિવિધ પ્રકારના અંકુશોની પણ જમાવટ થવા લાગી. મુસલમાનોના અંતકાળમાં સ્ત્રીઓની અવદશાની પરિસીમા રહી નહિ. સ્ત્રીગૌરવનો, સ્ત્રીઓની મહત્તાનો, સ્ત્રીઓના ઉચ્ચ પદનો, સ્ત્રીસન્માનનો ઉજ્જવલ, પ્રકાશમાન દીપ,* વેદકાલ અને રામાયણ, મહાભારતના સમયમાં સંપૂર્ણ રીતે પ્રકાશતો હતો. ત્યાર પછી પૌરાણિક સમયમાં તે જ્યોતિ નરમ પડી, મુસલમાનોના સમયમાં તે જ્યોતિ છેક નિસ્તેજ થવાનો વખત આવ્યો ત્યાં અંગ્રેજોના સંગે તે દીપ સંકોર્યો. પરન્તુ દીપનું જીવન-તૈલ ખૂટી જવાથી હાલ પણ તેને જાગ્રત કરવા તરફ, તેને પ્રકાશમાન રાખવા તરફ યોગ્ય પ્રયત્ન કરવામાં ન આવે તો તે ઓલવાઈ જવાનો સંભવ છે. સ્ત્રીસુધારણા

* દીવો.

અને સ્ત્રીસન્માનથી આ દીપને ફરી સંપૂર્ણ રીતે ઉજ્જવલ, દીપ્તિમાન્ કરવા માટે, સ્ત્રીઓને ઉચ્ચ પંક્તિ પર મૂકવા માટે ઘટતો પ્રયાસ કરવામાં નહિ આવે તો, દીપને જાગ્રત રાખવાના સર્વ યત્ન નિષ્ફળ જઇ જનસમાજ અંધકારથી છવાઈ જશે.

પુરાણ કાળના અન્તમાં આપણે જોયું કે તે સમયમાં, મુસલમાન હુમલાઓની, લુટફાટની, મારામારી, ખુનરેજી અને અંધાધુંધીની જે શરૂઆત થઈ તે ત્યાર પછીના સમયથી માંડી છેક અંગ્રેજી અમલની દૃઢ સ્થાપનાના સમય સૂધી ચાલુ રહી. અહલ્યાબાઇનો સમય તે મુસલમાનોનો અંતકાલ અને બ્રિટિશ સત્તાનો આરમ્ભકાલ છે. મુસલમાનોના અંત સમયમાં અને અંગ્રેજોના ઉદયકાળમાં અંધાધુંની પરિસીમા રહી નહોતી સ્ત્રીઓની તે સમયમાં સર્વથી વધારે અધોગતિ થઇ, તેઓની સર્વથી વધારે અવગણના, સર્વથી વધારે ઉપેક્ષા થઇ. અંગ્રેજોનો રાજ્ય-અમલ સંપૂર્ણ રીતે સુસ્થિર, સુદૃઢ થયા પછી, દેશમાં સારી રીતે સુલેહ સંપની સ્થાપના થયા પછી, લોકોને આત્મોન્નતિ કરવાના વિચાર થવા લાગ્યા. તે માટે યોગ્ય પ્રસંગ, અનુકૂળતા મળવા લાગ્યાં, તે પછી જ સ્ત્રીજીવનની ઉપયોગિતા, તેની મહત્તા, તેનું સાંસારિક ઉચ્ચ પદ કાંઇક સમજાવાં લાગ્યાં, તે પછી જ સ્ત્રીઓને તેમની અજ્ઞાન, અંધકારમય સ્થિતિમાંથી મુક્ત કરી, તેમને ઉન્નત દશાએ લાવવાના કાંઈક યત્ન થવા લાગ્યા, કન્યાઓના શિક્ષણ માટે સ્થળે સ્થળે અંગ્રેજ સરકાર તરફથી કન્યાશાળાઓ સ્થપાવા માંડી, કન્યાઓને, કન્યાઓનાં માતપિતાને, વિના મૂલ્યે શિક્ષણ આપવાની, પુસ્તક તથા વસ્ત્ર વગેરેનાં ઇનામ આપવાની લાલચ બતાવી, તેમને શિક્ષણ આપવાની યોજનાનો આરમ્ભ કરવામાં આવ્યો. પુરૂષોને પણ ઉચ્ચ કેળવણી મળતાં તેઓ પણ સ્ત્રીઓને શિક્ષણ આપવાને, સ્ત્રી-

ઓને બુદ્ધિમાન્, કેળવાયલી જોવાને વધારે ને વધારે ઉત્સુક થવા લાગ્યા. પરિણામે સ્ત્રીકેળવણીને વધારે ઉત્તેજન, વધારે બળ મળવા લાગ્યું. સ્ત્રીઓને શિક્ષણનો લાભ મળવા પછી, તે સાથે પુરૂષોને ઉચ્ચ કેળવણી મળવા પછી જ સ્ત્રીસન્માન, સ્ત્રીગૌરવ સમજવાના સમયનો આરમ્ભ થયો.

અંગ્રેજ લોકોનો રાજ્ય–અમલ જ્યાં સુધી સ્થિર થયો નહોતો ત્યાં સૂધી તો એટલે મુસલમાનોના અન્તકાલમાં સ્ત્રીઓની સંપૂર્ણ રીતે અવનતિ હતી. તે સમયે પુત્રી જન્મનો તિરસ્કાર હતો. પુત્રીઓને બોજારૂપ, વિઘ્નકર્તા, નિરૂપયોગી, નિરાશાજનક ગણવામાં આવતી. સ્ત્રીસન્માન અને સ્ત્રીગૌરવ નહિ સમજાવાથી, તેમને બળવાન્, બુદ્ધિમાન, સુશિક્ષિત કરવાને કાંઇ પણ યત્ન કરવામાં આવતા નહિ, સ્ત્રીશલનું રક્ષણ ન હોવાથી તેમને પડદામાં યા ઘરમાં ગોંધી રાખવામાં આવતી, સ્વાતંત્ર્યથી બહાર હરવા ફરવાની, યોગ્ય વર્તન કરવાની તેમને બિલકુલ છૂટ નહોતી, નાનપણથી છોકરીઓની ગરદન પર સંસારની જબરદસ્ત ધુંસરી નાંખી, તેમને અંકુશમાં ને અંકુશમાં, દબાણમાં રાખવામાં આવતી. આગળ કહેવામાં આવ્યું છે તેમ ફરજીયાત રીતે કેટલીક બાબતમાં પુરૂષો સ્ત્રીઓને અધીન રહેતા. બાકી તેઓ હમેશાં સ્ત્રીઓને એક રમકડા, એક દાસી, એક ગુલામ તરીકે ગણતા. પુરૂષો, સ્ત્રીઓને સામાન્ય રીતે માત્ર એક જનનસ્થાન, માત્ર એક વિલાસસ્થાન જ માનતા. કન્યાવિક્રય, બાળલગ્ન અને બાળસંયોગના આ સમયમાં લગ્નની ભાવના ઉચ્ચ નહોતી. પતિપત્નીનો સંબંધ માત્ર સેવ્ય સેવકનો હતો. સ્ત્રીઓને પુરૂષો તરફ, પોતાના પતિ તરફ જેટલું સન્માન હતું તેટલું પુરૂષને, પતિને સ્ત્રી તરફ નહોતું. સંયુક્ત કુટુમ્બોમાં વડીલ વર્ગ હયાત હોય તો, વહુનું તો શું પણ માતાનું સન્માન પણ

નહિ જેવું હતું. વિભક્ત કુટુમ્બોમાં, યા એક સ્વતંત્ર કુટુમ્બમાં વહુ તરીકે તેમ જ માતા તરીકે સ્રીનું સન્માન કાંઇક હતું, પરન્તુ તે પણ પુત્રની માતાનું પ્રમાણમાં વિશેષ અને પુત્રીની માતાનું પ્રમાણમાં નહિ જેવું, એટલે આખરે, સરવાળે, પરિણામે, સ્રીઓની અવગણનાનો વિચાર તે સમયમાં હતો. આવી જ દશા વિધવાઓની હતી. સતી થવાનો ચાલ, વેદકાળમાં, રામાયણ, મહાભારતના સમયમાં જોવામાં આવતો નથી, પાછળથી દાખલ થયેલો જોવામાં આવે છે. પરંતુ તે રિવાજ હતો ત્યારે પણ રાજકુટુમ્બો અને ઉચ્ચ વર્ણોમાં જ હતો. દરેક કોમમાં સતી થવાનો ચાલ નહોતો. આ સમયમાં મહાન્ સુધારક રાજા રામમોહનરાયના પ્રયાસથી દયાળુ લૉર્ડ વિલિયમ બેન્ટિકની સરકારે, ઇ. સ. ૧૮૨૯ માં સતી થવાનો ચાલ સમસ્ત હિન્દુસ્તાનમાં બંધ કર્યો, છતાં બીજી રીતે વિધવાની સ્થિતિ સર્વ રીતે કરૂણાજનક હતી. વિધવાની સ્થિતિમાં પણ સંતાનનો પ્રશ્ન પ્રથમ આવે છે. નિઃસંતાન વિધવાનું કુટુમ્બમાં કાંઈ પણ માન નહોતું. સંતતિમાં પુત્ર હોય તો વિધવાનું માન કાંઇક વિશેષ, બાકી સંતતિમાં પુત્રી હોય તો વિધવાનું તેમ જ પુત્રીનું કાંઇ પણ માન નહોતું. નાની ઉમ્મરની સંતાન વગરની વિધવાઓની તે સમયમાં કમબખ્તી હતી, તેમના જીવનને નકામું ગણવામાં આવતું. જગતના સુખવૈભવ તરફ, પોતાની કેળવણીથી, શુભ સંસ્કારથી, સ્વેચ્છાથી, બાળવિધવાઓ ભાગ્યે જ વિરાગવૃત્તિ દર્શાવતી પરન્તુ સામાન્ય રીતે, બળાત્કારથી તેમને જગતનાં સઘળાં સુખ, વૈભવથી દૂર રાખવામાં આવતી.

અંગ્રેજી રાજ્યની દૃઢ સ્થાપના થયા પછી, સુલેહશાંતિનો સારી રીતે પ્રચાર થયા પછી, કન્યાઓ માટે શાળાઓ સ્થાપવા છતાં, સ્રીઓને કેળવણી મળવાનાં દ્વાર ખુલ્લાં થવા છતાં પણ હાલ

તેઓ લગભગ તેવી જ અધમ દશા ભોગવે છે. લાખ બે લાખ માણસની વસ્તીમાં ૨૫–૫૦ સ્ત્રીઓ સારી રીતે લખતાં વાંચતાં શીખી, નવલકથા, વાર્તા વગેરે વાંચવાં જેટલું તેટલી નાની સંખ્યાને જ્ઞાન પ્રાપ્ત થયું, ૨૫, ૫૦ સ્ત્રીઓ પોતાની યોગ્યતાથી સ્વાતંત્ર્યને લાયક થઈ, સ્વાતંત્ર્ય ભોગવતી થઇ, માનપ્રતિષ્ઠા મેળવતી થઈ અથવા સંખ્યાબંધ સ્ત્રીઓ સભાઓ, પરિષદો જેવા જાહેર મેળાવડામાં હાજર રહેતી થઇ ( જો કે આ પણ એક ઉન્નતિનું, સુધારણાનું પગલું છે ) તેથી દેશની સમસ્ત સ્ત્રીવર્ગની, જનસમાજની સ્થિતિ બદલાઈ ગઈ, તેઓ ઉચ્ચ પદે આવી ગઇ એમ માનવાને કશું પણ કારણ નથી. સ્ત્રીકેળવણીનો હાલ પ્રચાર થયો છે પણ તે મોટાં શહેરોમાંજ, ગામડાંમાં તે નહિ જેવો છે. શહેરોમાં પણ સ્ત્રીઓને જે કેળવણી મળી છે તે કેળવણીએ અદ્યાપિ પર્યન્ત એવું બળ પકડયું નથી કે જેની ખુદ સ્ત્રીવર્ગના પોતાના પર, જનસમાજ પર યા દેશના લોકો પર સારી અસર થઇ શકી હોય. હાલ જો કે છોકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ, સતી થવાનો રિવાજ બન્ધ પડયો છે, આજના વિજ્ઞાનશાસ્ત્રના, યાંત્રિક શાસ્ત્રના સુધારાના સમયમાં સ્ત્રીઓને સ્વાતંત્ર્યની કાંઈક ઝાંખી થવા લાગી છે છતાં હાલ પણ સ્ત્રીઓની તેવીજ અવદશા છે. હાલ પણ પુત્રીઓને તેટલીજ અવગણના, તેટલાજ તિરસ્કારને પાત્ર, તેટલીજ નિરૂપયોગી ગણવામાં આવે છે હાલ પણ ઘણી કોમોમાં, સુધરેલી કહેવાતી, ઉચ્ચ કહેવાતી કોમોમાં પુત્રીઓને ઢોર માફક ગણવામાં આવે છે. ઢોરને જેમ તેનો માલિક પોતાના સ્વાર્થને અંગે, જે વખતે જેમ દોરવા ધારે તેમ તે વખતે દોરાય છે તેવી જ રીતે હાલ ઘણાં માતપિતા પોતાના સ્વાર્થને અંગે, પોતાની છોકરીને ઢોરની માફક જેમ દોરવા ધારે છે તેમ તેઓ તેને તેની બાલવયને લીધે દોરે છે, બાળ

લગ્નમાં, અસમાન વિવાહમાં, ફસાવે છે, છોકરીઓનાં ઢોરની માફક લીલામ કરી તેમને જેમ આવે તેમ ફેંકે છે. પતિ, પત્નીને હાલ પણ એક મોજશોખના, સંતતિપ્રાપ્તિના એક સાધન માત્ર તરીકે, ઉચ્ચ વર્ગના, ઉત્તમ પ્રકારના એક નોકર તરીકે ગણે છે અને કોઈ પણ કારણથી તે દિશાની તેની માગણીઓ પરિપૂર્ણ કરવાને તે અશક્ત હોય છે, યા અશક્ત થાય છે તો તેને તેની ઉપેક્ષા કરતાં કાંઈ પણ સંકોચ, કાંઇ પણ સમય લાગતો નથી. પતિ જ્યારે પત્ની તરફથી અનેક પ્રકારનાં કર્તવ્યની આશા કરે છે, અનેક પ્રકારનાં કર્તવ્યપાલનનો દાવો કરે છે ત્યારે પત્ની તરફ પોતાની કેટલીક મહત્વની ફરજો રહેલી છે તે તેના મગજમાં, તેના હૃદયમાં ઉતરી શકતું નથી. સ્ત્રીપુરૂષનો સંબન્ધ, મિત્રતાનો, સખ્યનો રહ્યો નથી પરન્તુ આગળ જણાવવામાં આવ્યું છે તેમ સેવ્ય સેવકનો થયો છે. સાંપ્રત કાળના માત્ર બળથી કેટલાક સંકોચ ભર્યા વ્યવહાર ઓછા થયા છે, થતા જાય છે, યોગ્ય ગણાતા પણ વાસ્તવિક રીતે અયોગ્ય તેવા કેટલાક પ્રતિબન્ધ દૂર થાય છે, દૂર થતા જાય છે, છતાં સ્ત્રીજીવન પર, સ્ત્રીસ્વાતંત્ર્ય પર ઘણા પ્રકારના અયોગ્ય અંકુશ છે. સ્ત્રીઓનું પુત્રી, પત્ની, માતા અને વિધવા તરીકે, કુટુમ્બમાં યા જનસમાજમાં જોઇએ તેવું માન નથી. વિધવાઓના જીવન પર જેમ બને તેમ, વિરક્તિનો પડદો નાંખવા માટે અનેક પ્રકારની યુક્તિઓનો અમલ કરવામાં આવે છે. બળાત્કારે તેમનો વેશ ઉતરાવવામાં આવે છે, તેમના આરોગ્ય તરફ ઝાઝું લક્ષ આપવામાં આવતું નથી. તેમને માટે જગત્ તેમ જગત્‌ને માટે તેઓ નિરૂપયોગી છે તેવા વિચાર તેમના દિલમાં ઉતારવામાં આવે છે, તેમ કુટુમ્બીઓ પણ તેવા દૃઢ વિચાર બાંધી તેમનાં સંકટ, તેમનાં સુખસગવડને માટે બિલકુલ લક્ષ આપતા નથી. આજ સ્થિતિ અને

આ જ કારણોને લીધે હાલ પણ સ્ત્રીઓની અવગણના, સ્ત્રીઓની અવનતિ જોવામાં આવે છે. ઇશ્વરે જે શુભ હેતુથી, જે ઉચ્ચ આશયથી સ્ત્રીને સૃષ્ટિમાં ઉત્પન્ન કરી છે, તે હેતુ, તે આશય, આ જ કારણથી પરિપૂર્ણ થતો જોવામાં આવતો નથી. કુટુમ્બને, જનસમાજને, દેશને, જગત્‌ને ઉન્નત કરવાને તેનામાં શક્તિઓ જન્મથી જ રહેલી છે; પરન્તુ તે શક્તિઓ સમજવાને, તે શક્તિઓને સંપૂર્ણ સ્થિતિએ લાવવાને માટે યોગ્ય યત્ન આ જ કારણોથી થતો નથી. સ્ત્રીઓની અવદશા થવાનાં, સ્ત્રીઓનું સન્માન, પ્રતિષ્ઠા ઘટવાનાં અને પરિણામે, આપણું સાંસારિક જીવન, સુખમય, આનન્દમય, ઉત્સાહ પ્રેરક બનવાને બદલે, અનેક પ્રકારના ક્લેશ અને નિરાશાઓથી ભરપૂર બનવાનાં ઉપર બતાવેલાં તેમ બીજાં કારણોની સ્ત્રીજીવન પર કેવી ખરાબ અસર થઈ છે તે અને તે કારણો કેવી રીતે દૂર થઈ શકે તેનું સવિસ્તર વિવેચન આગળ ઉપર કરવામાં આવ્યું છે.



# પ્રકરણ ૩ જું.

## સ્ત્રીઓની પ્રતિષ્ઠા ઘટવાનાં ઉચ્ચ પદેથી તેમની અધોગતિ થવાનાં, તેમની દુર્દશાનાં કારણ અને તેમની મહત્તા વધવાના-તેમની ઉન્નતિના માર્ગ.

" સ્ત્રીનો પક્ષ, સ્ત્રીનું કામ. સ્ત્રીનું કલ્યાણ, તે જ પુરૂષનું કલ્યાણ, પુરૂષનું કામ, પુરૂષનો પક્ષ છે. સ્ત્રીપુરૂષ, ક્ષુદ્ર યા દિવ્ય રહી, બદ્ધ યા સ્વતંત્ર રહી એ કદાં જ તરે છે યા ડૂબે છે. સ્ત્રી જો ક્ષુદ્ર હોય, હલકા સ્વભાવની હોય, દુઃખી હોય તો પુરૂષની ઉન્નતિ કેવી રીતે થઇ શકે ? "—ટેનિસન *

" જે કુટુમ્બની સ્ત્રીઓ, પુત્રી, બ્હેન, વા પત્ની, ઉદ્વિગ્ન, અસંતુષ્ટ રહે છે તે કુટુમ્બનો અલ્પ સમયમાં નાશ થાય છે. પણ જે કુટુમ્બમાં તેઓ સંતુષ્ટ રહી આનન્દમાં રહે છે તે કુટુમ્બની હમેશાં વૃદ્ધિ થતી જાય છે. "—મનુ.†

" આ તો આપણે ખાતરીપૂર્વક માનવું જોઇએ કે જ્યાં સુધી હિન્દુસ્તાનની સ્ત્રીઓનું જીવન વધારે વિસ્તૃત, વધારે સ્વતંત્ર, વધારે સંપૂર્ણ નહિ થાય ત્યાં સુધી હિન્દુસ્તાનનું ગૌરવ, હિન્દુસ્તાનની મહત્તા પુનઃ આવશે નહિ; કારણ કે હિન્દુસ્તાનનો ઉદ્ધાર મોટે ભાગે સ્ત્રીઓના જ હાથમાં છે. પત્ની જ પતિને પ્રેરે છે યા અટકાવે છે, માતા જ બાળકનું જીવન રચે છે યા બગાડે છે. "+

એક વખત એવો સમય હતો કે ભારતવર્ષ સ્થળે સ્થળે, સુ-

* " The woman's cause is man's, they rise or sink,
Together, dwarf'd or Godlike, bond or free,
If she be small, slight-natured, miserable
How shall men grow ? "—Tennyson.

† शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥ मनु.

+ " Of this we may be sure, that Indian great-

શીલ, વિનીત, આજ્ઞાંકિત પુત્રીઓ, જગવંદનીય, મહાવિદુષી, બ્રહ્મ- ચારિણીઓ, શીલવતી, પતિવ્રતા, સ્વધર્મનિષ્ઠ, બળવાન્, શૂર- વીર, વિદ્વાન્ સન્નારીઓથી, તેમ જ વિવિધ વિદ્યાવિશારદ, મહા બળવાન્, ધૈર્યવાન્, પરાક્રમી, તેજસ્વી, સ્વાર્થત્યાગી, સચ્ચરિત, ક- ર્તવ્યપરાયણ, વીરસંતતિથી દીપ્તિમાન્ હતો. મૈત્રેયી અને ગાર્ગી, કૌશલ્યા અને કુન્તી, સીતા અને તારામતી, ચૂડાલા અને અંશુમ- તી, સરસ્વતી અને ભામતી, કળાવતી, અને દુર્ગાવતી, કર્મદેવી અને અહલ્યાબાઇ આજે ક્યાં છે? રામચંદ્ર અને યુધિષ્ઠિર, વ્યાસ અને વાલ્મિકી, અર્જુન અને ભીમ, કર્ણ અને હરિશ્ચન્દ્ર, બુદ્ધ અને શં- કર, શિવાજી અને પ્રતાપ એવી સંતતિ પણ ક્યાં છે?

આજે, દેશમાં હીનાંગી, નિર્બળ, સત્વહીન, કાયર, દાસત્વના ગુણથી ભરેલી, અજ્ઞાન, અધમ, સ્વાર્થપરાયણ પ્રજા જોવામાં આવે છે તેનાં મુખ્ય કારણોમાં સ્ત્રીઓની અગત્ય, તેમનું મહત્વ, સંસા- રમાં તેમની ઉપયોગિતા તરફ પુરૂષોનું દુર્લક્ષ, અન્યાયવૃત્તિ, તે- મના સ્વાતંત્ર્ય પર અંકુશ, અવિદ્યા, અને કેટલાક સાંસારિક રિવાજો છે. એક પછી એક આ કારણોની આપણે તપાસ કરીશું તો સ્ત્રીઓ- ની ઉન્નતિના માર્ગ કયા છે તેનું આપણને સહેજ સૂચન થઈ આવશે.

**સ્ત્રીઓના ઉચ્ચ પદ તરફ, તેમની ઉપયોગિતા તરફ દુર્લક્ષ, તેમના તરફ થતી અન્યાયવૃત્તિ.**

દરેક સ્ત્રી તેમ પુરૂષ, બળવાન્ થાઓ કે નિર્બળ થાઓ,

---

ness will not return until Indian Womanhood obtains a larger, freer, and fuller life, for largely in the hands of Indian Women, must be the redemption of India. The wife inspires or retards the husband, the mother makes or mars the child."

સદ્‌ગુણી યા દુર્ગુણી થાઓ, જ્ઞાનવાન્ થાઓ કે અજ્ઞાન રહો, પરાક્રમી થાઓ, યા નિર્વીર્ય, નિર્માલ્ય થાઓ, દેશહિતૈષી વા દેશદ્રોહી, ઉદારચરિત, યા ક્ષુદ્ર મનનાં થાઓ તેનો મુખ્ય આધાર માતા ઉપર રહેલો છે. માતા વિદ્વાન્, બળવાન્, નીતિમાન્, ધાર્મિક, ધૈર્યવાન્, દેશાભિમાની તેમ જ ઉદારચરિત થાય તે માટે સ્ત્રીનો સંસારમાં પુત્રીરૂપે જન્મ થાય ત્યારથી તેનામાં ઉપરના સદ્‌ગુણો પ્રેરવા માટે શ્રમ લેવાવો જોઇએ. આપણા આધુનિક સંસારની અધમતા, આપણી અવનતિનું એક મુખ્ય કારણ સ્ત્રીઓને ઉન્નત દર્શાએ આણવા તરફ પુરૂષોનું દુર્લક્ષ છે તે જ છે.

સ્ત્રીઓ જન્મે છે ત્યારથી જ તેમની અવગણના કરવામાં આવે છે, તેમની તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવામાં આવે છે. પુત્રના જન્મથી કુટુમ્બમાં જેટલો આનંદ, ઉત્સાહ થાય છે તેટલો પુત્રીના જન્મથી થતો નથી. ઉલટું પુત્રીજન્મથી, કુટુમ્બમાં ઉદ્વેગ, નિરૂત્સાહ, નિરાશા જોવામાં આવે છે. પુત્રના જન્મ વખતે ગોળધાણા વહેંચાય છે, વધામણીઓ ખાવામાં આવે છે, ત્યારે પુત્રીજન્મ તરફ કોઈ લક્ષ પણ આપતું નથી. પુત્રપ્રાપ્તિ એ રત્નની પ્રાપ્તિ સમાન ગણાય છે ત્યારે પુત્રીને પત્થર સમાન ગણવામાં આવે છે. પુત્રને " ભાઈ ભાઇ " કરવામાં આવે છે ત્યારે પુત્રને "રાંડ" વગેરે જેવાં હલકાં ઉપનામ આપવામાં આવે છે. દરેકને પુત્રની જ ઇચ્છા હોય છે. સંતાનમાં પુત્રીની પ્રાપ્તિ થાય તો સારૂં એવી ઇચ્છા ભાગ્યે જ કોઇ બતાવે છે. પુત્રીનું સુખ યા દુઃખ માનવામાં આવતું નથી. પુત્રીને જન્મ આપનાર માતા મંદભાગ્ય ગણાય છે, કુટુમ્બમાં તેમ સગાંવહાલાંમાં તેનું માન હોતું નથી. જન્મથી જ પુત્રી અને પુત્રમાં ભેદ ગણવામાં આવે છે. પુત્રને જ્યારે સંભાળ-

પૂર્વક, લાલનપાલનથી ઉછેરવામાં આવે છે, તેને મેવા, મીઠાઈ, રમકડાં વગેરે વસ્તુઓથી પ્રસન્ન રાખવામાં આવે છે, તેના ખોરાક, વસ્ત્રાભૂષણ, કેળવણી વગેરે તરફ લક્ષ આપવામાં આવે છે ત્યારે પુત્રીને, નિરાશા, નિસાસા સાથે, બેદરકારીથી એક બોજા રૂપે ઉછેરવામાં આવે છે. થોડાંક વર્ષ પહેલાં કેટલાક રજપૂત અને કેટલાક કણબીઓમાં છોકરીઓને દૂધપીતી કરવામાં આવતી તેનું કારણ પણ પુત્રીની અવગણના જ છે. છોકરીઓને પારકા ઘરની વસ્તી ગણી, તેઓ આપણું શું દાળદર ફુંકવાની છે, આપણે કયાં તેમની બાજરી ખાવી છે વગેરે વિચારથી તેમની કેળવણી, તેમની ઉન્નતિ, તેમના આરોગ્ય, ખોરાક પોશાક, સુખ સગવડ તરફ લક્ષ આપવામાં આવતું નથી. છોકરી મરી ગયાનું દુઃખ ગણવામાં આવતું નથી. આમ છોકરીઓના અનાદરથી પણ કેટલાંક મરણ નીપજતાં હશે.

બાળપણથી જ, છોકરીને અનેક રીતે દબાયલી રાખવામાં આવે છે. ઘરનાં હલકાં કામકાજ જેવાં કે છોકરાં રાખવાં, વાસણકુસણ ધોવાં વગેરે કામ તેની પાસે કરાવવામાં આવે છે. તેને સુશિક્ષણ આપી, ઉચ્ચ દરજ્જે, ઉચ્ચ પદે લઈ જવા માટે બિલકૂલ યત્ન કરવામાં આવતો નથી. પુત્રની તરફ, બાલ્યાવસ્થામાં, માતપિતા જ્યારે દાસદાસીની પેઠે વર્તે છે ત્યારે બાલ્યકાલથી માતપિતાનું, કુટુમ્બનું દાસત્વ પુત્રી કરે છે. નાનપણથી જ પુત્રી પરાધીનતા અને અજ્ઞાનમાં ઉછરે છે. આપણે બારીકીથી અવલોકન કરીશું તો માલમ પડશે કે, સ્વાતંત્ર્યથી ખુલ્લી હવામાં ફરવા હરવા માટે, સૃષ્ટિસૌન્દર્ય નિહાળવા માટે, અંગકસરત અને રમતગમત માટે, મન, બુદ્ધિ અને શરીરનો વિકાસ થાય તે માટે છોકરીઓને પૂરતો અવકાશ, પૂરતી સગવડ કરી આપવામાં આવતી નથી. છોકરો ઉમ્મર-

લાયક થાય છે કે તરત તેને શિક્ષણ માટે શાળામાં મૂકવામાં આવે છે, ઘેર શિક્ષક રાખવામાં આવે છે, ત્યારે છોકરીઓને શાળામાં મોકલવામાં તેટલું લક્ષ અપાતું નથી. મિ. દયારામ ગિડુમલ કહે છે કે શાળાઓમાં ભણતી છોકરીઓ પાસેથી મહિને એક આનો ફી લેવામાં આવશે એવો હુકમ બહાર પડવા દો અને પછી જૂઓ કે કેટલી કન્યાશાળાઓ બંધ થાય છે. પણ તેથી ઉલટું, શાળાઓમાં જતા છોકરાઓની ફી બેવડી કરશો તોપણ તેમની સ્કૂલો ચાલુ ને ચાલુ રહેશે. આનું કારણ માત્ર એટલું જ છે કે પુરૂષ–જીવનને જેટલું ઉપયોગી ગણવામાં આવે છે, છોકરાની કેળવણી જેટલી ઉપયોગી ગણવામાં આવે છે તેટલી છોકરીઓની કેળવણીની, છોકરીઓના જીવનની અગત્ય ગણવામાં આવતી નથી.

આ સંસારમાં શું છોકરીઓની અગત્ય નથી? છોકરીઓને શું આત્મા, મન, બુદ્ધિ, વાણી, હૃદય, હાથ પગ નથી? તેમનામાં ઈચ્છા, મહત્વાકાંક્ષા નથી? સ્ત્રીઓએ શું જગત્ પર ઉપકાર કર્યો નથી? સ્ત્રીજન્મ શું જગત્માં નિરર્થક છે? જગત્માં જેટલી છોકરાઓની અગત્ય છે, તેટલી જ છોકરીઓની અગત્ય છે. જે લોકો પુત્રજન્મથી પ્રસન્ન થાય છે અને પુત્રીજન્મથી નિરાશ થાય છે તેમણે વિચારવું જોઇએ કે પુત્રપ્રાપ્તિ પણ સ્ત્રીથી જ થાય છે તો તે સ્ત્રી પણ મૂળે કોઇકની પુત્રી જ હોય છે. પોતાની સ્ત્રી, યા પોતાના સગા સ્નેહીની કોઇ સ્ત્રી માત્ર પુત્રીને જન્મ આપે અને પુત્રને જન્મ ન આપે તેથી કોઇ પણ પુરૂષ યા સ્ત્રી તે સ્ત્રીનો તિરસ્કાર કરે, તેને ફિટકાર આપે, તો તે તિરસ્કાર, તે ફિટકાર, તે પોતાની માતાને જ આપે છે. જે સ્ત્રી વા પુરૂષ પુત્રીને "રાંડ," "પથરો" એવાં હલકાં નામ આપી તેનું અપમાન કરે છે તેઓ પોતાની

માતાનું જ અપમાન કરે છે; કારણ કે પુરૂષ યા સ્ત્રીના જન્મનો આધાર, માતા ઉપર જ રહેલો છે. સંસારના આચારવ્યવહારમાં, જગત્‌ની ઉત્પત્તિ, તેમ જ જગત્‌ની ઉન્નતિમાં જેટલી પુરૂષના અસ્તિત્વની આવશ્યકતા છે તેટલી જ આવશ્યકતા સ્ત્રીના અસ્તિત્વની છે. જગત્‌ની ઉન્નતિ માટે જેમ કેળવાયલા, ઉન્નત પુરૂષની અગત્ય છે તેમ તે માટે કેળવાયલી ઉન્નત, સ્ત્રીની પણ જરૂર છે.

સાંપ્રત સમયના સંકુચિત વિચારના લોકો પુત્રીજન્મને નિરૂપયોગી, નિરર્થક ગણે છે ત્યારે પ્રાચીન કાળના દીર્ઘદૃષ્ટિવાળા આપણા પૂર્વજો પુત્રીની અગત્ય પૂરેપૂરી સમજતા હતા તથા પુત્ર અને પુત્રીજન્મનું સમાન મહત્વ સમજતા. પુત્રીજન્મથી, પુત્રજન્મ જેટલો જ તેમને આનંદ થતો, તેમને તેથી નિરાશા યા ખેદ થતો નહિ. પુત્રથી નામ રહે છે એમ કોઇ કહેતું હોય તો તે ખોટું છે. માત્ર પુત્રથી નામ રહેતું નથી, ચરિત્રથી જ નામ રહે છે. પુત્ર યા પુત્રી સુચરિત હોય તો જ નામ રહે છે. પુત્ર કુચરિત હોય છે તો નામ રાખવાને બદલે નામ ખુએ છે, નામ બોળે છે; અને સીતાજી જેવી પવિત્ર, સચ્ચરિત પુત્રી હોય છે તો પુત્ર કરતાં પણ પિતાનું નામ, પિતાની ખ્યાતિ, વિશેષ વધારી શકે છે, એ આપણે ઇતિહાસથી જોયું છે. આપણા પૂર્વજો આ સઘળું સમજતા અને તેથી જ તેઓ આપણી પેઠે પુત્રી વિષે હલકો વિચાર લાવતા નહિ. મહાનિર્વાણ નામના એક ગ્રન્થમાં કહેવામાં આવ્યું છે કે કન્યાને પણ પુત્રની માફક પાળવી અને મહાશ્રમ લઇને પણ તેને શિક્ષણ આપવું અને ધન, રત્ન સાથે વિદ્વાન્, કેળવાયલા વરને આપવી *

---

* कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।
देया वराय विदुषे धनरत्नसमन्विता ॥

એક બીજે સ્થળે પણ કહેવામાં આવ્યું છે કે "પિતા જેમ પોતાના આત્માને સમજે છે તેવી જ રીતે તેણે પોતાના પુત્રને ગણવો અને પુત્રીને પુત્ર સમાન ગણવી.+" કન્યાઓના અનાદરથી, કન્યાઓની, સુપુત્રીઓની ઉપયોગિતા, તેમનું સંસારમાં રહેલું મહત્વ નહિ સમજવાથી, કન્યાઓને પુત્રથી હલકી ગણી, તેમની યોગ્ય સેવા નહિ ઉઠાવવાથી જ પ્રજાની અવનતિ થએલી છે અને થાય છે. તેમના પ્રત્યેનો તિરસ્કાર, તેમના વિષેનો હલકો અભિપ્રાય કાઢી નાખી, સંસારમાં તેમનું મહત્વ સમજી, તેમનું યોગ્ય સન્માન રાખી, પ્રીતિથી તેમનું સંરક્ષણ કરી, તેમનું શારીરિક અને માનસિક બળ ખીલવવાને, તેમનામાં સદ્ગુણનાં બીજ રોપવાને યત્ન થશે તો સ્ત્રીઓ જગત્માં કેવું મહત્વનું, કેવું અગત્યનું કામ બજાવી શકે છે તે માલૂમ પડી આવશે અને પરિણામે, સ્ત્રીસન્માન અને સ્ત્રીની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ થશે.

પુત્રી અવસ્થામાંથી મુક્ત થતાં, સ્ત્રી વધુની કે પત્નીની અવસ્થામાં આવે છે કે તરત તે સાસુ, સસરા, નણંદ કે જેઠ જેઠાણીના દાસત્વમાં આવે છે. વહુ ગમે તેવી અડિઅલ હોય પણ ભાગ્યે જ તે સાસુ, સસરા, નણંદ વગેરેની અઘટિત આજ્ઞાઓનું પણ ઉલ્લંઘન કરી શકે છે. બાળલગ્નથી ઘણે ભાગે વહુનું વય નાનું હોવાથી, તેનું કુટુમ્બમાં કાંઈ સન્માન રહેતું નથી. તેના બાળવય, તેના અજ્ઞાનનો સૌ ગેરલાભ લે છે. તેની પાસે અનેક પ્રકારનાં વૈતરાં કરાવવામાં આવે છે અને તે કરે છે છતાં તેને માટે શાબાશીનો, તેની પ્રશંસાનો એક શબ્દ પણ કહેવામાં આવતો નથી. કામ વખતે તેની તબીયત, તેની હરકતો, તેનાં સુખ સગવડ તરફ

---

+ यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहिता समा ॥

બિલકુલ ધ્યાન આપવામાં આવતું નથી. વહુ ઘરમાં આવે છે એટલે સાસુ, નણંદ, આદિ પોતાના પદ, પોતાના મહત્વ, પોતાની સત્તામાં વધારો થયો એમ સમજે છે, અને "વહુ" યા "ભાભી" પોતાની તેમ પોતાનાં છોકરાંની તબીયત ઉઠાવવાને, પોતાનાં હરેક કામ કરવાને સરજાયલી હોય એમ માની તેને પોતાનાં જ કામકાજમાં, પોતાની સેવામાં રોકી રાખે છે. પતિની પ્રીતિ મેળવવાનો, દંપતીજીવનનો આનન્દ ભોગવવાનો ઘણો જ થોડો અવકાશ તેને મળે છે. અર્વાચીન હિન્દુસંસારનુ સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરતાં દૃષ્ટિગોચર થાય છે કે, કર્તવ્યનો સમય બાદ કરતાં પણ સ્ત્રીપુરૂષને એકઠા મળવાના, એક બીજાના વિચાર જાણવાના, સુખદુઃખની વાતો કરવાના, એક બીજાને ઓળખવાના, પરસ્પર પ્રીતિની અભિવૃદ્ધિ કરવાના ઘણા ઓછા પ્રસંગ મળે છે, અને કદાચ કોઈ સ્થળે વરવહુ કેળવાયલાં હોય, એક બીજાના સમાગમથી પ્રસન્ન રહેતાં હોય, એક બીજાના સંસર્ગમાં વધારે રહેવા ચહાતાં હોય તો તેમાં વિઘ્ન નાંખવાને, તે પર અંકુશ મૂકવાને, સાસુ યા નણંદ ચૂકતાં નથી. એવાં ઘણાં દૃષ્ટાંત છે કે જેમાં પતિપત્ની વચ્ચે અણબનાવ કરાવનાર મોટે ભાગે સાસુ અને નણંદ હોય છે. હીંડતે ચાલતે, વહુના સાચા જૂઠાં કરવાં, તેનું ભૂંડુ બોલવું, કામ આવડ્યું ન આવડયું, ભૂલ થઈ, કોઇ કામ અડચણથી બન્યું ન બન્યું તો તેના પર પસ્તાળ પાડવી, વહુ અનુકૂળ ન હોય તો બીજી લાવવાનો ભય બતાવવો, માંદી રહેતી હોય તો, "મરશે તો બીજી લાવીશું" એમ કહી તેની તબીયતની ઉપેક્ષા કરવી, તેના ખોરાક, ઔષધ વગેરેની તજવીજ ન રાખવી, વહુના મરણનો શોક શો, વહુનું મરણ થતાં, સ્મશાનમાં જ બીજી કરવાની ગોઠવણ કરવી, આ

સઘળું બતાવે છે કે આપણા સંસારમાં સ્ત્રીની–વહુની અગત્ય, તેનું મહત્વ ઘણું ઓછું સમજવામાં આવે છે. વહુનું જોર કુટુંબમાં વધી જશે તો પોતાની સત્તા, પોતાનું બળ કમી થશે, પોતાનું ધાર્યું નહિ થાય, પોતાનો સ્વાર્થ બગડશે, એમ ધારી સાસુ યા નણંદ છોકરાને અને વહુને, ભાઈ અને ભાભીને બને નહિ તે માટે સતત પ્રયત્ન કર્યા કરે છે. વહુની છોકરા પર, ભાભીની ભાઈ પર સત્તા જામે નહિ, છોકરો યા ભાઇ, વહુ યા ભાભીનો તિરસ્કાર કરે, તેને હલકી ગણે, તેનું અપમાન કરે તેમાં જ સાસુ અને નણંદ રાજી હોય છે અને તેવા પ્રસંગ લાવવાને તેઓ બનતી કોશિશ કરે છે. કેટલીક વહુઓ સાસુ તેમ નણંદને કનડે છે એ ખરૂં પણ તે અપવાદ રૂપે હોય છે; પરન્તુ સામાન્યરીતે કુટુમ્બમાં સાસુ અને નણંદની જેટલી સત્તા હોય છે તેટલી વહુની હોતી નથી. કુટુમ્બની માતા તરીકે, સાસુનું સન્માન રહેવું જોઇએ એ વાસ્તવિક છે પરન્તુ, સાસુનો દાખલો લઈ, વહુમાંથી સાસુ બનેલી સર્વ સ્ત્રીઓ ઘણે ભાગે વહુ પર જુલમ ગુજારે છે, તેના સ્વાતંત્ર્ય, સુખ સગવડ પર હમેશાં અંકુશ મૂકયા કરે છે, અને વહુ કુટુમ્બની દાસી હોય તે પ્રમાણે તેના પ્રત્યે વર્તન ચલાવે છે.

પતિપત્નીનો સંબન્ધ જોઇએ તો ત્યાં પણ સ્ત્રીનું સન્માન કયાં છે ? એક સુપત્નીનું મહત્વ, તેનું ગૌરવ કયાં સમજવામાં આવે છે ? પુરૂષો સ્ત્રીઓના સુખ, તેમના કલ્યાણ, તેમની ઉન્નતિ તરફ દુર્લક્ષ આપે છે. પોતાના પરસ્પરના વ્યવહારમાં પુરૂષો સ્ત્રી તરફ અન્યાયથી વર્તે છે, તેને હલકી ગણી, કનિષ્ટ પદ આપે છે. ટૂંકામાં, પુરૂષો પત્ની તરીકે પણ સ્ત્રીને દાસી સમાન ગણે છે, પોતાના મોજ શોખ અને સુખ સગવડના તેમ સંતતિના એક સાધન તરીકે ગણે

છે. કોઇ પણ ઘરની, કુટુમ્બની યા જનસમાજની અધોગતિ, દુર્ગતિ થવાનું કારણ જ એ છે કે પુરૂષો સ્વાર્થપરાયણ થઈ ગયા છે. તેઓ માત્ર પોતાના સ્વાર્થની પરિતૃપ્તિ માટે પ્રયત્ન કર્યા કરે છે. સ્ત્રીઓની, પત્ની તરીકે પોતાના તરફ અમુક ફરજો છે, અમુક કર્તવ્ય છે એમ તેઓ વાતો કર્યા કરે છે; પરન્તુ સ્ત્રીઓ તરફ પોતાને કાંઈ ફરજો, પોતાને કાંઇ કર્તવ્ય છે તે વિષે બિલકૂલ વિચાર કરતા નથી. પુરૂષો તરફથી લખાતાં પુસ્તકો, માસિક આદિ લેખોમાં, સ્ત્રીકર્તવ્ય, સ્ત્રીધર્મના વિષયો જ્યાં ત્યાં લખાયલા નજરે પડે છે પરન્તુ સ્ત્રી તરફનાં પુરૂષોનાં કર્ત્તવ્ય વિષે ઘણા જ થોડા લેખ જોવામાં આવે છે. પ્રાચીન લેખોમાં પણ લગભગ આવી જ સ્થિતિ જોવામાં આવે છે. પોતાના ખાનપાનમાં, પોતાના સુખ સગવડમાં, પોતાનાં તરફનાં સ્ત્રીનાં કર્તવ્યમાં પુરૂષને કાંઇ ન્યૂનતા, કાંઈ ખામી માલમ પડે છે તો સ્ત્રીની તે ધૂળ કાઢી નાંખે છે; પરંતુ તેઓ સ્ત્રીને તો એક સ્ત્રી તરીકે જ ગણે છે, તે મનુષ્ય છે, તેને કાંઈ ઇચ્છાઓ, તેને કાંઇ આકાંક્ષા, તેને કાંઇ લાગણી છે, તેની તરફ પોતાને કાંઇ કર્તવ્ય છે, તેને કાંઈ અગવડો, તેને કાંઇ દુઃખ છે તે વિષે તે બિલકૂલ વિચાર કરતો નથી. સ્ત્રીઓને આત્મા પણ ન હોય તેમ કેટલાક પુરૂષો તેમની તરફ વર્તે છે. જંગલી મુલકોમાં ગુલામોના શેઠ પોતાના સ્વાર્થ માટે, પોતાના લાભ માટે, ઘરમાં તેમ ખેતર વગેરે સ્થળે, ગુલામો પાસે જેવી રીતે વૈતરાં કરાવે છે, કુતરાંની માફક તેમને રોટલાનો એક કડકો નાંખે છે, અને તેમના કામકાજથી અત્યંત ખુશ થાય તો તેમના પર એક સ્મિતની કૃપા કરે છે, પોતાના કામકાજની, પોતાના સુખની પોતાના સ્વાર્થની, પોતાના લાભની જ તેઓ દરકાર રાખે છે, પોતાના સુખ માટે ગુલામનું શરીર ખરાબ

થાય તેને અનેક પ્રકારની અડચણો વેઠવી પડે તેનો તેઓ કાંઇ વિચાર કરતા નથી, તેવી જ રીતે સુધરેલા કહેવાતા દેશના સુશિક્ષિત જણાતા પુરૂષો પણ સ્ત્રીઓ તરફ ગુલામની માફક જ વર્તન કરે છે. પોતાના જ સુખ સગવડ માટે કાળજી રાખે છે, સ્ત્રીનાં સુખ સગવડ તરફ લક્ષ આપતા નથી. તેમનાં કામકાજ, તેમની સેવાઓની કદર કરતા નથી. સ્ત્રીઓને તેઓ માત્ર એક દાસી, પુતળી, એક રમકડા, એક ઢોર માફક ગણે છે. તેઓ પોતાનો સંસાર સુધારી શકતા નથી એટલું જ નહિ પરન્તુ પોતાની ભવિષ્યની પ્રજાનો સંસાર પણ ઉચ્ચ દશાએ લાવી શકતા નથી.

પોતાની સ્ત્રીને માર મારે તેવા જ જુલમી પતિ માત્ર હોતા નથી. કેટલાક સુધરેલી પંક્તિના જુલમી પતિ પણ હોય છે. તેઓ પોતાની સ્ત્રીને ખવડાવે, પીવડાવે, પહેરાવે, ઓરાઢે છે, માંદી પડે છે તો દાકતરની દવા કરે છે પરન્તુ તે એવી શરતે કે કદર યા વખાણની દરકાર કર્યા વગર, કોઇ પણ પ્રકારનો બડબડાટ યા ફરિયાદ ઉઠાવ્યા સિવાય તે, દિવસના ૨૪ કલાક પોતાનાં તેમ ઘરનાં સઘળા પ્રકારનાં વૈતરાં કર્યા કરે, તેમ માંદી પડે, પરન્તુ દરરોજ હીંડતે ચાલતે માંદી ન પડે, પતિની જ વાજબી યા ગેરવાજબી ઇચ્છાઓનો, અભિપ્રાયનો સ્વીકાર કરે, પતિ તરફનું અયોગ્ય અપમાન પણ સહન કરે પરન્તુ પતિના અયોગ્ય વર્તનના સંબંધમાં સલાહ પણ આપી શકે નહિ, પતિનું તે સર્વદા સન્માન રાખે, પતિથી તે પોતે હમેશાં ડરીને ચાલે.

આ જુલમગાર પતિ, ઘરના ઉમરા પર પગ મૂકે છે કે તરત સ્ત્રી તેમ બાળકો થથરે છે. સ્વાતંત્ર્યથી તેઓ વાર્તાવિનોદ, રમતગમત કરતાં હોય છે તો તેમાં ભંગ પડે છે, ઘરમાંના આનંદધ્વનિ, સંભ-

ળાતા બંધ પડી સૌ ચૂપ થઈ જાય છે. પોતાના ખાનપાન યા બીજી સ્વાર્થની બાબતમાં, "કેમ," "હા," "ના," "વારૂ" વગેરે ટૂંકા શબ્દોમાં તેની સઘળી વાત પતી જાય છે. આવ્યા તેવું જમવું, એક ઓરડીમાં ભરાઈ પેસવું, પોતાની સ્ત્રી યા બાળકો આવે તે પણ મૂગાં મૂગાં એક ખૂણામાં ભરાઈ પેસે, અવાજ માત્ર કાંઈ થતો હોય તો કબાટ, ટેબલ, યા પેટી ઉઘાડવાનો, ચોપડીનાં પાનાં યા કાગળો ફેરવવાનો, બીજી નહિ વાત કે ચિત, તે ઘરમાં નહોય ત્યારે સ્ત્રીને તેમ બાળકોને સ્વાતંત્ર્ય, કામપૂરતું, સ્વાર્થપૂરતું, ન ચાલતાં ઘરમાં રહેવું, સ્ત્રીને બહાર જવાનું સ્વાતંત્ર્ય નહિ, પોતે ઘરમાં આવે ત્યારે, મારપછાડ કરતા આવે, બહારની રીસ સ્ત્રીપર કાઢે, આગળ જણાવ્યું છે તેમ નહિ કંઈ સુખ દુઃખની, પરસ્પર કર્તવ્યની, આનંદની વાત-આ જુલમગારના વર્તનનું, ચરિત્રનું, સ્ત્રીઓની અવદશાનું એક ચિત્ર છે. સ્ત્રીઓ તરફની આ પ્રકારની અવગણના દૂર થવાની જરૂર છે.

**સ્ત્રીઓની મહત્તા, ઉચ્ચપદ, ઉપયોગિતાનો સ્વીકાર, તેમનું સન્માન.**

સ્ત્રીઓ સમસ્ત જગત્‌ની ઉત્પત્તિનું, ઉન્નતિનું મુખ્ય સાધન છે. સ્ત્રી, પુત્રરૂપે, વહુરૂપે, માતારૂપે, ઘરની, કુટુમ્બની, જનસમાજની એક મોટામાં મોટી આશા છે. ભવિષ્યની પ્રજાની માતા તરીકે, સ્ત્રીઓ પુરૂષો કરતાં પણ વધારે સન્માનપાત્ર છે, તેઓ દેશની સર્વથી વધારે અગત્યની, વધારે મહત્વની સંપત્તિ છે. પુત્રી તરીકે, વધુ તરીકે, માતા તરીકે સ્ત્રીમાં સ્વાભાવિક રીતે એવા દિવ્ય, એવા ઉપયોગી સદ્‌ગુણો, એવી દિવ્ય, એવી ઉપયોગી શક્તિઓ રહેલી છે કે પુરૂષવર્ગ, પ્રમાણિકતાથી, ન્યાયપૂર્વક, તેમના સ્વાતંત્ર્યનો, તેમના કલ્યાણનો વિચાર પોતાની દૃષ્ટિ આગળ રાખી,

તે સદ્ગુણો અને શક્તિઓને વધારે વિસ્તૃત, વધારે બળવાન્ કરવાને પ્રયત્ન કરે તો ઘરના, કુટુમ્બના જનસમાજના અનેક કલેશ દૂર થઈ, જગત્ વધારે બળવાન્, વધારે ઉન્નત, વધારે સુખી-સ્વર્ગસમાન બને. જગત્માં મહાન્ પુરૂષો, મહાન્ સન્નારીઓ, મહાન્ પ્રજાઓ ઉત્પન્ન થવાનો, તૈયાર થવાનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપર રહેલો છે માટે સ્ત્રીઓનું તેમની દરેક સ્થિતિમાં સંરક્ષણ કરવું, તેમને સન્માન આપવું, તેમનાં કર્તવ્યમાં યોગ્ય સ્વાતંત્ર્ય આપવું, તેમને સર્વદા પ્રસન્ન રાખવી, એ પુરૂષનો ધર્મ છે અને તે ધર્મપાલનમાં તેમનું કલ્યાણ રહેલું છે.

મૈત્રીમાં પરસ્પર પ્રીતિ, પરસ્પર વિશ્વાસ, પરસ્પર સમાનતા, પરસ્પર સન્માન હોવાં જોઇએ અને ખરી મૈત્રીમાં, ખરા સખ્યમાં તે હોય છે. પતિપત્નીનો સંબંધ પણ મૈત્રીનો જ હોવો જોઇએ. શેઠ અને નોકરનો, દાસી યા ગુલામનો હોવો જોઇએ નહિ. પુરૂષો હાલ પણ સ્ત્રીઓથી મોહિત થઈ, પોતાના સ્વાર્થ માત્રની તૃપ્તિ માટે તેમને દેવાંગના અપ્સરા, પરી વગેરે નામથી સંબોધે છે પરન્તુ ખરી રીતે તેમની તરફ તેઓની તેવી વર્તણુંક છે? પ્રાચીન સમયમાં સ્ત્રીઓને "દેવી," "કલ્યાણી," "ગૃહિણી," "ગૃહદેવી," "અર્ધાંગના," ધર્મપત્ની," "પ્રજાની માતા," "આદિગુરૂ" "ઉત્તમ મિત્ર" અને "સલાહકાર" ગણવામાં આવતી તે સમયે સ્ત્રીઓની જે ઉન્નત દશા હતી, તેથી, પ્રજામાં જે શૌર્ય, જે બળ, જે પરાક્રમ હતાં તે દશા આજની સ્ત્રીઓની તેમ પ્રજાની ન હોય એમાં આશ્ચર્ય નથી. તે સમયે સ્ત્રીઓનું પત્ની તરીકેનું મહત્વ સારી રીતે સમજવામાં હતું. મનુમહારાજે એક સ્થળે લખેલું છે કેઃ-" પત્ની સુરક્ષિત થવાથી, સંતાનની, ચરિત્રની, કુળની, પોતાની અને પો-

તાના ધર્મની રક્ષા થાય છે."* પત્નીને, સ્ત્રીને, તે સમયે પુરૂષથી હલકી ગણવામાં આવતી નહિ. મહાભારતના આદિ પર્વમાં વચન છે કે, "ભાર્યા મનુષ્યનું અર્ધાંગ છે, ભાર્યા એ મનુષ્યનો સર્વોત્તમ મિત્ર છે. ધર્મ, અર્થ અને કામની પરિપૂર્ણતા માટે, આ સંસાર તરવા માટે, મુખ્ય સાધન સ્ત્રી છે."† વેદકાલની લગ્નવિધિમાં પણ સ્ત્રીને સખ્યપદ પર મૂકવામાં આવી છે.

સ્ત્રીઓનું જે ઘરમાં, જે કુટુમ્બમાં, જે જનસમાજમાં સન્માન હોય છે ત્યાં ઇશ્વરકૃપાથી રિદ્ધિસિદ્ધિ સર્વ જોવામાં આવે છે એ કહેવામાં કાંઈ અતિશયોક્તિ જેવું નથી. આ જગતના દરેક વ્યવહારમાં સ્ત્રીની ઉપયોગિતા, સ્ત્રીની મહત્તા રહેલી છે અને તે ઉપયોગિતા, તે મહત્તા ન સમજવાથી જ ઘરની, કુટુમ્બની, યા જનસમાજની અવનતિ થાય છે. જે ઘરમાં, જે કુટુમ્બમાં, જે જનસમાજમાં સ્ત્રીઓનું સન્માન ન હોય, તેમને નિરૂપયોગી, અધમ ગણવામાં આવતી હોય, જ્યાં તેમનું સર્વ રીતે અપમાન, સર્વ રીતે તેમનો તિરસ્કાર થતો હોય, જ્યાં તેઓ પુરૂષવર્ગની ઉપેક્ષાને લીધે હરહમેશ દુઃખ અને અસંતોષનાં આંસુ પાડતી હોય ત્યાં ભવિષ્યની પ્રજા ઉત્તમ નીવડવાનો ઘણો જ થોડો સંભવ રહે એમાં કશો પણ શક નથી. આ વિચારથી જ મનુએ લખેલું છે કે, "જ્યાં સ્ત્રીઓનું સન્માન હોય છે ત્યાં દેવતા પણ પ્રસન્ન રહે છે."× પતિપત્નીના સંબંધમાં તેમણે

---

* स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन् हि रक्षति ॥ मनु.

† अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः ॥ आदिपर्व.

× यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु.

ખાસ લખેલું છે કે, "જે કુળમાં ભાર્યા પતિથી અને પતિ ભાર્યાથી સંતુષ્ટ રહે છે તે કુળમાં હમેશાં કલ્યાણ થાય છે એ નિઃસંદેહ છે."+ મહાનિર્વાણમાં પણ સ્ત્રીઓને હમેશાં સંતુષ્ટ રાખવા માટે લખવામાં આવ્યું છે. લેખક લખે છે કે "ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા અને મીઠાં વચનવડે સ્ત્રીને સંતુષ્ટ રાખવી, કદાપિ તેનું અપ્રિય કરવું નહિ"* આ સઘળાનો ટૂંકામાં સાર માત્ર એટલો જ છે કે પોતાનું તેમ પોતાની પ્રજાનું હિત ઇચ્છનાર મનુષ્યે સ્ત્રીઓની ઉપયોગિતા, તેમના ઉચ્ચ પદનો સ્વીકાર કરવો અને તેમને ઘટતું સન્માન આપવું. મનુમહારાજનો પણ આ જ ઉપદેશ છે. તેઓ કહે છે કેઃ—"ધનસંપત્તિ અને સંતતિ વગેરે કલ્યાણની ઇચ્છા રાખનાર પિતા, ભાઈ, પતિ તથા દિયર આદિ સંબંધીઓએ તેનું (સ્ત્રીનું) સન્માન કરવું, તેને વસ્ત્રાદિથી પ્રસન્ન રાખવી."×

હિન્દુસ્તાનમાં આજે હજારો સ્ત્રીઓ અજ્ઞાનતિમિરાવરણમાં ડૂબેલી છે, હજારો સ્ત્રીઓ, અનાથ, નિરાધાર, લાચાર સ્થિતિમાં પડેલી છે, કેળવાયલી યા નિરક્ષર હજારો સુશીલ સ્ત્રીઓ પોતાના ક્રૂર, નિર્દય પતિની અવગણના, ઉપેક્ષા, તિરસ્કાર અને ત્યાગનાં દુઃખ ભોગવે છે. હજારો સ્ત્રીઓ અજ્ઞાન પતિના અયોગ્ય વર્તનને પરિણામે દુર્ગુણ અને દુઃખમાં સડયા કરે છે. આપણે આપણા રાજદ્વારી હકો મેળવવા માટે સભાઓ સ્થાપીએ છીએ, સભાઓ

---

\+ सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्य्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवं ॥ मनु.

* धनेन वाससा प्रेम्णा श्रद्धयामृतभाषणैः ॥
सततं तोषयेद्दारान् नाप्रियं क्वचिदाचरेत् ॥ महानिर्वाण.

× पितृभिः भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमिप्सुभिः ॥ मनु.

મેળવીએ છીએ, રાજદ્વારી લડતનો ઝુંડો આપણે ઉઠાવીએ છીએ. ઊંચી કેળવણી પર અંકુશ મૂકનાર સરકારની રાજનીતિ સામે આપણે વાંધો ઉઠાવીએ છીએ એ કાંઈ ખોટું નથી; પરન્તુ ઘરની પુત્રીઓ, સ્ત્રીઓની દશા સુધારવા, તેમને ઉચ્ચ શિક્ષણથી ઉત્તમ પદે લઈ જવા, તેમને, સમાન પંક્તિ પર મૂકવાને માટે કાંઈ પણ યત્ન કરવામાં આવતો નથી એ શરમ ભરેલું છે. મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરિયાની જ્યુબીલી પ્રસંગે "કૈસરેહિન્દ" પત્રના એક લેખમાં લખવામાં આવ્યું હતું કે "જ્યુબિલી પ્રસંગે ગુન્હેગારો અને ગાયો પર દયા કરવાનું કહેવામાં આવે છે, પરન્તુ ઘરમાં પૂરેલી જેના ખોરાક, જેના પોષાક, જેના કલ્યાણ માટે જરા પણ કાળજી રાખવામાં આવતી નથી તેવી સ્ત્રી ગાયો તરફ દયા લાવવાને, તેમને સુખી કરવાને માટે યત્ન કરવામાં આવે છે ?"

પુરૂષોના દુરાચારના, સ્ત્રીઓ તરફની ગેરવર્તણુકના, ત્યાગના જે કેસો કોર્ટોમાં આવે છે તેટલા જૂજ અપવાદરૂપી કેસોથી સ્ત્રીઓની અડચણો, હરકતો, અગવડોનો ખ્યાલ આવી શકતો નથી. આપણા સંસારમાં સ્ત્રીઓ અપવાદરૂપે જ કોર્ટનો આશ્રય લે છે. કોર્ટમાં સ્ત્રીઓની ઝાઝી ફરિયાદો આવતી નથી તે પરથી એમ ન સમજવું કે સ્ત્રીઓને ફરિયાદ કરવા જેવું કાંઈ નથી. હજારો સ્ત્રીઓ, પુત્રીરૂપે, બહેનરૂપે, વહુ તરીકે, માતા તરીકે, ઘરનાં કામકાજ, વૈતરાં કરે છે, પોતાનાં માતપિતાની, પોતાના ભાઈભાંડુની, પોતાના પતિની, પોતાનાં બાળબચ્ચાંની સેવા એક દાસીની માફક ઉઠાવે છે, હજારો સ્ત્રીઓ, પુરૂષો તરફથી અનેક પ્રકારનાં કષ્ટ, દુઃખ, ગેરવર્તણુક સહન કરવા છતાં, મૂગે મ્હોએ પોતાનાં કર્તવ્ય કર્યે જાય છે, ઘણે ભાગે તે બાબતમાં જાહેરમાં ફરિયાદ ઉઠાવતી નથી, છતાં પુરૂષોએ

તેમના તરફ જે યોગ્ય લક્ષ આપવું જોઇએ, તેમની તરફ જે ન્યાયબુદ્ધિથી વર્તવું જોઇએ, પુરૂષોએ તેમના તરફ જે સન્માન દૃષ્ટિથી જોવું જોઇએ, તેમને હરેક રીતે સંતુષ્ટ રાખવાને, પ્રસન્ન કરવાને તેઓએ જે શ્રમ લેવો જોઇએ તે લેતા નથી, તે મુજબ વર્તણુક રાખતા નથી, તેમના પર અનેક પ્રકારના જુલમ ગુજારે છે, તેમને અનેક પ્રકારે દુઃખ દે છે, સંતાપે છે એ ઘણું જ શરમ ભરેલું છે.

સ્ત્રીઓ તરફના દુર્લક્ષને લીધે, તેમના તરફ થતા અન્યાય, તેમના તરફ બતાવવામાં આવતા તિરસ્કારને લીધે, તેઓના પોતાના અજ્ઞાનને લીધે, તેઓ દિનપ્રતિદિન, નિર્બળ, નિસ્તેજ, બળહીન, શૌર્યહીન, મતિહીન બનતી જાય છે. તેમની આવી અધમ સ્થિતિને લીધે પ્રજા પણ દિનપ્રતિદિન, બળહીન, બુદ્ધિહીન, શૌર્યહીન, નિસ્તેજ, માત્ર દાસત્વને દબાયલી રહેવાને લાયક બનતી જાય છે.

ઘરનાં ઢોર, કૂતરાં, પોપટ, મેના આદિને સુખ સંતોષ આપવાને માટે ઘણી કાળજી રાખવામાં આવે છે તો સ્ત્રીઓ જેમના પર ભવિષ્યની પ્રજાનો, દેશની, જગત્‌ની ઉન્નતિનો આધાર રહેલો છે, તેમની કેળવણી, તેમનાં સુખસગવડ, તેમની ઉન્નતિ માટે શ્રમ ઉઠાવવો, તે તરફ પ્રથમ લક્ષ આપવું આવશ્યક છે એ દરેક સુજ્ઞ જન સ્વીકારશે.

### સ્ત્રીઓના સ્વાતંત્ર્ય પર અંકુશ, તેમનાં કર્તવ્યોમાં ઉન્નતિના તેમના પ્રયાસોમાં સ્વાતંત્ર્યની જરૂર.

જે જનસમાજમાં સ્ત્રીઓ પર તેમની દરેક અવસ્થામાં, અયોગ્ય અંકુશ મૂકાતા હોય, તેમને દુઃખ દેવામાં આવતું હોય, તેમની પાસેથી, દાસની માફક, ગુલામની માફક કામ લેવામાં આવતું હોય, તેમની લાગણીઓ, તેમના શુભેચ્છાઓનું બિલકુલ માન ન રહેતું

હોય તે જનસમાજનો ઉદય થવો ઘણો મુશ્કેલ છે. જ્યાં સ્ત્રીઓ પરાધીન, પરવશ, ગુલામની સ્થિતિમાં રહેનારી, ઉમાયલી, કુબાયલી, નિર્બળ, નિર્માલ્ય, અજ્ઞાન હોવાની ત્યાં પ્રજા પણ ગુલામ થવાને, પરાધીન રહેવાને લાયક, નિર્બળ, નિર્માલ્ય અને અજ્ઞાન રહે એમાં કશો શક નથી. ગ્રીક લોકોમાં કહેવત છે કે "તમારા છોકરાને એક ગુલામને સોંપો એટલે એક ગુલામને બદલે તમારે બે ગુલામ થશે."* આ કહેવતનું સત્ય આપણા સાંસારિક જીવનમાં સારી રીતે જોવામાં આવે છે. સ્ત્રીઓને પરાધીનતામાં રાખવાથી, તેમનું સ્વાતંત્ર્ય ખુંચવી લેવાથી, તેમના તરફ અન્યાયથી વર્તવાથી, તેમનું અપમાન, તેમનો તિરસ્કાર કરવાથી, જનસમાજને, દેશને, જગતને કેટલું નુકસાન છે તે સમજવું કઠિન નથી.

જગતની હરેક વસ્તુ પર અંકુશ મૂકવાથી, તેના પર દાબ રાખવાથી, તેનો જેમ યોગ્ય રીતે વિકાસ થતો નથી, તેની અભિવૃદ્ધિ થતી નથી તેવી જ રીતે સ્ત્રીના પર અયોગ્ય અંકુશ મૂકવાથી, તેમને ઘટતું સ્વાતંત્ર્ય નહિ આપવાથી, તેમનાં શરીર, મન અને અધ્યાત્મબળનો વિકાસ થતો નથી, તેમના સદ્‌ગુણોની, તેમના સૌન્દર્યની જે અભિવૃદ્ધિ થવી જોઈએ તે થતી નથી.

સ્ત્રીઓને પરાધીન, પરવશ સ્થિતિમાં લાવનાર, રાખનાર પુરૂષો છે. સામાન્ય રીતે, મનુષ્યને, પોતાથી ઉત્તમ, ચઢીયાતા મનુષ્યનો સંગ પ્રિયકર થઈ પડે, તેના કરતાં પોતાથી હલકા, ઉતરતા દરજ્જાના, પોતાની મરજી, પોતાના વિચારને અધીન રહે તેવા મનુષ્યોનો સંગ વધારે પ્રિયકર થઈ પડે છે. સ્ત્રીપુરૂષના સંબન્ધમાં

* 'Give your son to a slave and instead of one you shall have two."

પણ આમ જ બન્યું છે. પુરૂષોએ સ્ત્રીઓને હમેશાં પોતાના કરતાં ઉતરતે દરજ્જે જ મૂકવાનો પ્રયાસ કર્યો છે. આગળ જણાવવામાં આવ્યું છે તેમ સ્ત્રીઓનાં પુરૂષો તરફનાં કર્તવ્ય દર્શાવવા તરફ તેઓએ જેટલું લક્ષ આપ્યું છે તેટલું પુરૂષોનાં સ્ત્રી તરફનાં કર્તવ્ય દર્શાવવા તરફ આપ્યું નથી, તેઓએ લક્ષ આપ્યું જ નથી એમ કહીએ તોપણ ચાલે. પ્રાચીન ધર્મશાસ્ત્રમાં, પ્રાચીન લેખોમાં, સ્ત્રીઓના મહત્વ, સ્ત્રીઓની પ્રતિષ્ઠા, સ્ત્રીઓના ઉચ્ચ પદનો જો કે સ્વીકાર કરવામાં આવ્યો છે તોપણ ઘણે ભાગે શાસ્ત્રકારો પુરૂષો હોવાથી, સ્ત્રીઓ તરફની જગત્‌ની ફરજો, સ્ત્રીઓનાં સુખ સગવડ માટે પુરૂષોના ધર્મ, તેમાં જોઇએ તેવી રીતે સંપૂર્ણતાથી બતાવવામાં આવ્યાં નથી. પાછળથી તો પુરૂષધર્મશાસ્ત્રકારોએ, તેમ ગ્રંથકારોએ, સ્ત્રીઓને, પુરૂષના સંબંધમાં, દાસીપદ આપવાને, તેમનાથી તેમને છેક હલકે પદે મૂકવાને, તેમને તિરસ્કાર, અવગણના અને ઉપેક્ષાને પાત્ર ગણવાને, તેમને સર્વ રીતે ઉતારી પાડવાને કચાશ રાખી નથી. જયાં જોઇશું ત્યાં સ્ત્રીઓની અધમતા, સ્ત્રીઓના દુર્ગુણ દર્શાવવાને યત્ન કરવામાં આવ્યા છે. સ્ત્રીએ પતિની સર્વ રીતે, સેવા ઉઠાવવી, તેને પ્રસન્ન રાખવો ઇત્યાદિ સ્ત્રીઓની પુરૂષો તરફની ફરજો તેમાં બતાવવામાં આવી છે; પરન્તુ પતિએ સ્ત્રીને પોતાની સમાન ગણવી, તેનું સન્માન કરવું, તેના વર્તનમાં તેને સ્વાતંત્ર્ય આપવું, પતિની પત્ની તરફ શી શી ફરજો છે તે યથાર્થ રીતે બતાવવાને કોઇએ શ્રમ લીધો નથી. સંસારમાં પુરૂષોને અમુક પ્રકારની અડચણો, અગવડો, દુઃખ છે અને તે દૂર કરવા માટે યત્ન થવો જોઇએ એવા લેખ, એવાં વચન, એવાં સંભાષણ સ્થળે સ્થળે જોવામાં આવે છે; પરન્તુ સંસારમાં સ્ત્રીઓને તેમની ઉન્નતિમાં વિ-

દનકર્તા શી શી હરકતો છે, શી શી અડચણો છે. તેમ તે અડચણો, તે હરકતો દૂર કરી સ્ત્રીઓનાં સુખ સગવડ વધારવામાં, દેશનું, જગતનું હિત સમાયલું છે તે વિષે વિચારો, તે બાબત સૂચનાઓ ક્વચિત્ જ બહાર પડેલી યા પડતી જોવામાં આવે છે.

સ્ત્રીપુરૂષના સંબન્ધમાં હાલ, સ્ત્રીઓની જે અધીનતા, નિકૃષ્ટ પદ જોવામાં આવે છે તે યોગ્ય છે, અજમાયશથી તે સિદ્ધ થયું છે માટે નહિ પરન્તુ પરંપરાથી પુરૂષો પોતાના શારીરિક બળની શ્રેષ્ઠતાને લીધે તેમને અધીનતામાં રાખતા આવ્યા છે માટે. સૃષ્ટિના ઉદયકાલથી, પ્રાચીનકાલથી લડાઈ ટંટા ફિસાદના સમયમાં સ્ત્રીઓને પુરૂષોનું શરણ લેવું પડતું. પુરૂષો તેમનું સંરક્ષણ કરતા, અને તેમની નબળાઈનો લાભ લઈ તેમને પોતાને અધીન રાખતા. આ પ્રમાણે સ્ત્રીઓની અધીનતાનો આરમ્ભ થયો છે. વખતના બળથી આ અધીનતા, વાજબી, કાયદેસર અને એક રિવાજ જેવી થઈ પડી છે, અને તેમાં ફેરફાર કરવો એ પુરૂષોને તો શું પણ સ્ત્રીઓને પણ કેટલીક વખતે અસ્વાભાવિક લાગે છે. સ્ત્રીઓને પોતાના નિર્વાહ અને સુખને માટે પુરૂષ પર આધાર રાખવો પડે છે તેનો પણ પુરૂષોએ લાભ લીધો છે. સ્ત્રીપુરૂષને પતિપત્ની રૂપે લડાઇ થાય છે, તકરાર થાય છે ત્યારે પુરૂષની ભૂલ હોવા છતાં તેનો કક્કો ખરો થાય છે, સ્ત્રીને આખરે લાચાર થઈ નમવું પડે છે, સમાધાન માટે પ્રથમ હા તેને કહેવી પડે છે તેનું કારણ એ જ છે કે સ્ત્રીઓને પોતાની અયોગ્યતાને લીધે ઘણી બાબતોમાં પુરૂષો પર આધાર રાખવો પડે છે.

સાંપ્રત સમયમાં, સ્ત્રીપુરૂષનો સંબંધ સમાનતાનો રહ્યો નથી, પુરૂષ પ્રભુ અને સ્ત્રી સેવક, દાસ એ વિચાર સ્ત્રીના અજ્ઞાનનો લાભ

લઈ પુરૂષે તેનામાં ઠસાવ્યો છે. પુરૂષની સ્વાર્થપરાયણતા સ્ત્રીને સમાન સ્થિતિમાં જોવા ખુશી નથી. સ્ત્રીઓને પણ અધીનતા ઘણાં વર્ષના બળને લીધે સ્વાભાવિક થઇ ગઇ છે અને તેઓને આ અધીનતામાં કાંઈ દુઃખકારક, કાંઇ આશ્ચર્યકારક લાગતું નથી. હાલ જે દેશોમાં ગુલામગીરીનો ધંધો ચાલે છે અને શેઠ ગુલામ રાખવામાં કાંઈ ગેરવાજબીપણું કે અન્યાય જોતો નથી અને ગુલામ, ગુલામગીરીમાં કાંઈ હલકું, કાંઇ ખોટું નથી, ગુલામગીરી કુદરતી છે એમ સમજે છે તેવી જ રીતે પુરૂષ સમજે છે કે સામાન્ય રીતે સ્ત્રીઓ પોતાની તરફ દાસી ભાવે ગુલામરૂપે જ રહેવું જોઇએ એ વ્યાજબી છે, અને સ્ત્રી સમજે છે કે મારે પુરૂષને અધીન રહેવું એ ન્યાયપુરઃસર, વ્યાજબી અને કુદરતી છે. સ્ત્રીઓને પોતાની અધીનતા સ્વાભાવિક લાગે છે, પોતાનું જીવન બીજાની સેવા કરવા માટે જ સરજાયલું છે, પુરૂષના જીવન કરતાં પોતાનું જીવન હલકું છે એમ તેઓ સમજે છે એનું એક કારણ એ પણ છે કે આગળ જણાવ્યા મુજબ સ્ત્રીઓને બાલ્યકાલથી તાબેદારીની જ તાલીમ આપવામાં આવે છે, તેઓને પુરૂષોના દાસ થઈ રહેવાનું છે એ પ્રકારનું જ શિક્ષણ નાનપણથી તેમને આપવામાં આવે છે.

હાલ સ્ત્રીઓને, સ્ત્રી તરીકે, એક મનુષ્ય તરીકે નહિ પણ ઘણે ભાગે એક ઉચ્ચવર્ગના સેવક તરીકે, નોકર તરીકે, સુખવિલાસના એક સાધન માત્ર તરીકે ગણવામાં આવે છે. કોઇ એમ કહેશે કે હાલ પણ સ્ત્રીઓ પુરૂષને અધીન નથી, ઘણે ભાગે પુરૂષ જ સ્ત્રીને અધીન રહે છે, હાલ પણ પુરૂષ પર સ્ત્રીનું જ સામ્રાજ્ય છે, સત્તા છે, હાલ પણ સ્ત્રીનું જ કુટુમ્બમાં ચાલે છે, સંસારવ્યવહારનાં ઘણાં કામકાજ, સ્ત્રીની મરજીને અધીન રહી, તેની મરજી મુજબ ઘણી

વખતે કરવામાં આવે છે. આ વાત ખરી છે, એમાં કાંઈ ખોટું નથી પરન્તુ પુરૂષની આ કહેવામાં આવતી અધીનતા, સ્રીની આ સત્તા, સ્રીનું સામ્રાજ્ય તેઓએ (પુરૂષોએ) કોઇ નૈતિક, વ્યાવહારિક યા બીજી કોઈ ઉચ્ચ દૃષ્ટિથી સ્વીકારેલું નથી. આ સામ્રાજ્ય, આ સત્તા, તેઓ ઘણે ભાગે પોતાના અધમ સ્વાર્થને લીધે જ સ્વીકારે છે.

પશુપક્ષી વર્ગમાં, પોતાની જડવૃત્તિઓની તૃપ્તિ માટે, નર, માદાની ખુશામત કરે છે, તેને પ્રસન્ન રાખવાને મહેનત કરે છે, કેટલીક રીતે, પોતાની અધીનતા દર્શાવી, તેની આગળ નમ્રતાભર્યું વર્તન કરે છે તેવી જ રીતે પુરૂષ પણ આ હેતુથી જ સ્રીની ખુશામત કરે છે, તેની સત્તા તેનું સામ્રાજ્ય સ્વીકારે છે.

મનુષ્યજાતિમાં સ્રી યા પુરૂષને, શરીર, મન, બુદ્ધિરૂપી, જે ઉત્તમ બક્ષીસો આપવામાં આવી છે તેને કેળવવામાં આવે, તેનો વિકાસ કરવામાં આવે, તેના ઉપયોગમાં તેમને ખરૂં, ઘટતું સ્વાતંત્ર્ય આપવામાં આવે તો મનુષ્ય કેવાં બળવાન, કેવાં શક્તિમાન કેવાં સુશીલ, કેવાં પરાક્રમી, કેવાં સદ્ગુણી, કેવાં દિવ્ય થઈ શકે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. મનુષ્યનાં મન, બુદ્ધિ અને શરીર પર વિવિધ પ્રકારના અયોગ્ય અંકુશ મૂકી, તેનું સ્વાતંત્ર્ય ખૂંચવી લઈ, તેનો વિકાસ, તેની વિવૃદ્ધિ થવામાં વિક્ષેપ, પ્રતિબન્ધ નાંખી તેને અન્યાય કરવામાં આવ્યો હોય કે આવતો હોય તો તેમાં સૌથી મોટો અન્યાય સ્રીઓ પ્રત્યે કરવામાં આવ્યો છે તથા કરવામાં આવે છે.

સ્રી અને પુરૂષની પ્રકૃતિમાં ફેરફાર નથી, ભેદ નથી. બળવાન્ પુરૂષોએ તેને કબજે રાખી, તાબેદાર કરી, દાસ બનાવી, દબાયલી, નિરક્ષર રાખી તેથી તેમની સ્વાભાવિક, શારીરિક, માનસિક, નૈતિક

અને આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ થયો નહિ. સ્ત્રીઓમાં આજે મન, બુદ્ધિની તીવ્રતા, શરીરની દૃઢતા, સુન્દરતા, સુશીલતા, ધર્મ-નિષ્ઠા, જોવામાં આવતાં નથી તેનું કારણ તેમને પરાધીન રાખવાનો પ્રયાસ જ છે.

પુરૂષો, સ્વાતંત્ર્ય મેળવવા માટે કેવા મોટા પ્રયાસ કરે છે પરન્તુ સ્ત્રીઓ કોઈ બાબતમાં યોગ્ય સ્વાતંત્ર્યની માગણી કરે છે તો તે સ્વાતંત્ર્ય તેમને આપવામાં આવે છે? ગુલામગીરી તરફ આપણને કેટલો તિરસ્કાર છે? તો ઘરના ગુલામ પર દયા લાવી તેમને તેમનાં, રૂઢિ અને રીતરિવાજનાં અયોગ્ય બંધનોમાંથી મુક્ત કરી, તેમને સ્વતંત્ર, તેમને સુખી કરવા યત્ન કરવામાં કેમ આવતો નથી? આ બાબતમાં યોગ્ય પ્રયત્ન થતા નથી તેનું કારણ માત્ર એ જ છે કે ગુલામનો શેઠ, ગુલામના સ્વાતંત્ર્યની વાતનો સ્વીકાર કરે નહિ તેમ સ્ત્રી પર સત્તા જમાવી બેઠેલા સ્વાર્થપરાયણ પુરૂષો સ્ત્રીઓના સ્વાતંત્ર્યની વાત સાંભળતા જ નથી, તેમને હમેશાં પોતાને અધીન રાખવાને જ યત્ન કરે છે. ગુલામોના શેઠ જેમ સ્વાતંત્ર્યના કાયદા બાંધતાં ખંચકાય તેમ સ્ત્રી પર સર્વ પ્રકારનું સ્વામીત્વ ભોગવનાર પુરૂષો સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપતાં ખંચકાય છે.

તેઓ સમજતા નથી કે, દરેક પશુ, પક્ષી, મનુષ્ય, દરેક પ્રાણીના સંપૂર્ણ વિકાસ માટે સ્વાતંત્ર્ય આવશ્યક છે. તેમના વિકાસમાં જ્યાં જ્યાં વિઘ્ન આવે છે, જ્યાં જ્યાં તેમના વિકાસ-સ્વાતંત્ર્યમાં અડચણો નાંખવામાં આવે છે ત્યાં ત્યાં તેમનો પૂર્ણ રીતે વિકાસ, પૂર્ણ રીતે અભિવૃદ્ધિ થઇ શકતાં નથી. જંગલમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યથી ફરતા સિંહ, વાઘ, ઘોડા, ભેંશો, કુતરાં, બિલાડાં જૂઓ, તેમનું બળ, તેમનો વિકાસ જૂઓ, અને શહેરના ગલીચ તબેલાઓમાં

રહેતા ઘોડા, ભેંશો, ઘરના, પોળના ખૂણામાં ભરાઇ રહેતાં કૂતરાં બિલાડાં જૂઓ, પાંજરામાં પૂરાતા સિંહ, વાઘ જૂઓ અને તેમની નિર્બળતા કંગાળપણું જૂઓ. આપણાં કુટુમ્બનાં બાળક જૂઓ. જે છોકરાંને હરવા, ફરવાની તેમ કામકાજની સ્વતંત્રતા આપવામાં આવે છે તેમની હિંમત, તેમની બહાદુરી, તેમની નિર્ભયતા જૂઓ અને જે છોકરાંને ઘરમાં ગોંધી રાખવામાં આવે છે, જેમના વર્તન પર દિનરાત્રી અયોગ્ય અંકુશ રહે છે તે કેવાં હીમાયલાં, કેવાં દબાયલાં, કેવાં બીકણ, કેવાં નાહિંમત હોય છે તે તપાસો. જેવો બાળકોનો દાખલો લેવામાં આવ્યો છે તેવો જ પ્રજાઓનો પણ દાખલો લઇ શકાય. જગતની જે જે પ્રજાઓ સ્વતંત્ર છે તેઓ પોતાની ઉન્નતિ ઘણી જ સરલતાથી અને સરસ રીતે કરી શકી છે. પ્રમાણુમાં, પરાધીન યા જુલમી રાજ્યતંત્રથી દબાયલી પ્રજાઓ સ્વતંત્ર પ્રજાઓ જેટલી ઉન્નતિ ભાગ્યે જ કરી શકે છે. સ્વાતંત્ર્યને લીધે યુનાઇટેડસ્ટેટ્સની થયેલી આબાદીની બરોબરી ઇંગ્લાંડથી પણ થઈ શકતી નથી, તેમ ઇંગ્લાંડ સ્વાતંત્ર્યથી પોતાની ઉન્નતિ જેટલી કરી શકે છે તેટલી ઉન્નતિ જુલમી રૂશિયા કરી શકતું નથી. આથી જ આપણા રૂષિ, મુનિઓએ પરવશતાને ધિક્કારી છે.* પરન્તુ બન્યું છે એમ કે જ્યાં જ્યાં પોતાના લાભનાં વચન, શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિમાં જોવામાં આવે છે તેનો પુરૂષો લાભ લેવાને ચૂકતા નથી, પરન્તુ જે વચનોથી સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળી પોતાની સત્તા જવાનો ભય હોય તેવાં વચન તેમને અર્થહીન, નિરૂપયોગી, ઉપેક્ષાપાત્ર લાગે છે. સ્વતંત્રતા સૂર્યના પ્રકાશ સમાન છે. મનુષ્યજીવનને જાગ્રત, ચૈતન્યમય, ઉત્સાહમય કરનાર તે છે. પરાધીનતા અંધકાર

* सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ॥

છે. તે મનુષ્યને સુસ્ત, નિરાશ, અજ્ઞાન, હરેક ઉન્નતિના કામમાં પછાત રાખનાર છે.

કેટલાંક સાંકડા વિચારનાં, ક્ષુદ્ર મનનાં માણસો સ્વતંત્રતાનું નામ સાંભળી ભડકે છે. તેઓ કહે છે કે જગતનો વ્યવહાર જ પરતંત્રતાનો છે. અમે પણ કબૂલ કરીએ છીએ કે મનુષ્યના સર્વ પ્રકારના વ્યવહારમાં પરતંત્રતા રહેલી છે પરન્તુ તે પરતંત્રતા પરસ્પરની છે, એક બાજુની નથી અને તે પ્રકારની પરતન્ત્રતા જગતના વ્યવહારને માટે જરૂરની છે. સુતારને લુહારની જરૂર છે. તે બન્નેને વળી વણકરની જરૂર છે. વણકરને વળી તે બન્નેની જરૂર છે; પણ તે વ્યાવહારિક છે. તે પરતંત્રતામાં પણ સ્વતંત્રતા જોવામાં આવે છે. લુહાર, સુતારની યોગ્યતા મુજબ જ, પોતાની ઇચ્છાને અનુસરી, તેનાથી વ્યવહાર રાખે છે. લુહારના આ વર્તનમાં સ્વાતંત્ર્ય છે. રાજદ્વારી સ્વાતંત્ર્ય મેળવવું એનો અર્થ જેમ, સ્વતંત્ર થઇ લોકોનાં ઘર લૂંટવાં, જુલમ કરવો, બંડ કરવાં, બખેડા કરવા એવો નથી; પરન્તુ રાજ્યનાં કામકાજમાં પ્રજાને યોગ્યતા મુજબ ભાગ મળે, પ્રજાને પોતાના દરેક કર્તવ્યમાં, વર્તનમાં યોગ્ય સ્વાતંત્ર્ય રહે એવો છે, તેમ સ્ત્રીઓને સ્વતંત્રતા મળે, તેઓ સ્વતંત્ર થાય તેનો અર્થ એવો નથી કે તેઓ સ્વચ્છંદી, ઉચ્છૃંખલ, ઉદ્ધત, ધૃષ્ટ બની, અનીતિ અને અધર્મનાં કામ યથેચ્છ રીતિએ કરે. સદ્‌બુદ્ધિ અને સદ્‌ગુણના વિકાસમાં, અભિવૃદ્ધિમાં, સત્કાર્યમાં ફતેહ મેળવવામાં, સ્ત્રીપુરૂષને તેમની યોગ્યતા મુજબ છૂટ રહે તેનું જ નામ સ્વાતંત્ર્ય અને તેવું સ્વાતંત્ર્ય જેટલું પુરૂષને અગત્યનું છે તેટલું જ સ્ત્રીને પણ અગત્યનું છે.

મનુષ્યના, સ્ત્રી વા પુરૂષના આચાર વિચારની ખીલવણી પર

જ્યાં સૂધી અંકુશ મૂકવામાં આવે છે, જ્યાં સૂધી તેમની ઉન્નતિનાં સાધન પર દબાણ રાખવામાં આવે છે, તેમની ઉન્નતિ કરવાના તેમના પ્રયાસોમાં ઘટતું સ્વાતંત્ર્ય તેમને આપવામાં આવતું નથી ત્યાં સૂધી મનુષ્યની કોઈ પણ પ્રકારની ઉન્નતિ થવી ઘણી મુશ્કેલ છે.

પુરૂષ તેમજ સ્ત્રીને યોગ્ય સ્વાતંત્ર્ય આપવાથી, તેમની શરીર અને મનની સ્વાભાવિક શક્તિઓ ખીલી નીકળે છે. તેઓ શરીરે સુન્દર અને સુદૃઢ, આત્માવલંબી, બળવાન, ધૈર્યવાન, હિંમતવાન, ઉદાર, બહાદુર, બુદ્ધિમાન અને નીતિમાન બને છે, દાસવર્ગ, ગુલામવર્ગ હમેશાં દબાયલો, નિર્બળ, નિરૂત્સાહી, અસંતુષ્ટ, ગણગણાટ કરતો, બીકણ અને પાપ કરતાં ખંચકાય નહિ તેવો હોય છે. અધીનતા, મનુષ્યોમાં ભીરૂતા, અસત્ય અને અપ્રમાણિકતાના દુર્ગુણો લાવે છે. સ્ત્રીઓ, માતાઓ ગુલામ અને દાસની સ્થિતિમાં હશે તો પ્રજા પણ ગુલામ જ; દાસ જ થવાની. આપણે આપણી પ્રજાને, બુદ્ધિમાન, બળવાન અને સ્વતંત્ર કરવા ઇચ્છતા હોઇએ તો સ્ત્રીઓને તેમનાં કર્તવ્યમાં સ્વાતંત્ર્ય આપવાની ઘણી આવશ્યકતા છે.

હક સાથે જવાબદારી હોય છે તેમજ કોઈ પણ પ્રકારના હક સિવાય સ્વાતંત્ર્ય હોઇ શકતું નથી. અમે કબૂલ કરીએ છીએ કે સંસારમાં જનસમાજના એક અંગ તરીકે પુરૂષોની માફક સ્ત્રીઓને કેટલીક જવાબદારી, કેટલાંક કર્તવ્ય રહેલાં છે. પરન્તુ હાલ માત્ર તેમની પાસેથી જવાબદારીની જ આશા રાખવામાં આવે છે. તેમનાં સુખસગવડ, તેમના કર્તવ્યની સ્વતંત્રતાના હકની વાત રજુ કરવામાં આવે છે ત્યારે પુરૂષો મ્હોં બગાડે છે, તે તરફ તિરસ્કાર બતાવે છે. આ તેમની ન્યાયબુદ્ધિ અને ડહાપણને શોભતું નથી. સ્ત્રીસન્માન અને સ્ત્રીઓના સ્વાતંત્ર્ય વિષે કેટલાક ઉદારચરિત પુરૂષો પોતાના

વિચાર જનસમાજમાં પ્રસિદ્ધ કરે છે ત્યારે સ્ત્રીઓને દાસત્વમાં શખવાને માટે પ્રયાસ કરનારાઓ કહે છે કે સ્ત્રીઓને સમાન હક આપવા, તેમને સ્વાતંત્ર્ય આપવું એટલે પુરૂષો પેઢીઓ ચલાવતા હોય તો સ્ત્રીઓએ પણ પેઢીઓ ચલાવવી, પુરૂષ એન્જીનિયર થાય, વકીલ થાય, નોકરી કરે તો સ્ત્રીઓએ પણ તેમ કરવું, તેમ થવું. સ્ત્રીપુરૂષને સમાન હક હોવા જોઇએ એમ કહેનાર સમાન હકનો કદી આવો સાંકડો અર્થ કરતા નથી. સંસારમાં સ્ત્રીપુરૂષોને કેટલાંક કર્તવ્ય સમાન હોય છે, કેટલાંક જૂદાં હોય છે, કેટલાંક એક બીજાની સાથે રહી કરવાનાં હોય છે, અને કેટલાંક અલગ રહીને કરવાનાં હોય છે. અમુક કાર્ય, અમુક ધંધો એક પુરૂષે કર્યો માટે તે જ કાર્ય, તે જ ધંધો બીજા પુરૂષોએ કરવો જ જોઇએ એ નિયમમાં જેટલું વાસ્તવિકપણું રહેલું છે તેટલું જ વાસ્તવિકપણું પુરૂષો જે કાંઈ કરે તે સ્ત્રીઓએ કરવું જ જોઇએ એમાં રહેલું છે. ખરી રીતે આ નિયમ, નિયમ જ કહી ન શકાય; પરન્તુ એટલું તો ખરૂં કે, કર્તવ્ય સમાન હો વા ભિન્ન હો, પણ સ્ત્રીજાતિના વિકાસ માટે, તેમની તેમ સમગ્ર જનસમાજની ઉન્નતિ માટે, તેમનાં કર્તવ્યમાં સ્વાતંત્ર્ય રહેવાની, પુરૂષને પોતાનાં કર્તવ્ય, અકર્તવ્ય વિષે વિચાર કરવાનો, તદનુસાર, પોતાની ઇચ્છા મુજબ વર્તન કરવાનો જેવો સ્વતંત્ર હક છે તેવો સ્વતંત્ર હક સ્ત્રીઓને પણ રહેવાની આવશ્યકતા છે. પુરૂષને પોતાની ઉન્નતિ માટે જેટલું સ્વાતંત્ર્ય રહેવું જોઇએ, જેટલા હક મળવા જોઇએ, તેટલું જ સ્વાતંત્ર્ય, તેટલા જ હક સ્ત્રીઓને પોતાની ઉન્નતિ કરવા માટે રહેવા જોઇએ.

### અવિદ્યા-કેળવણીની આવશ્યકતા.

સ્ત્રી કે પુરૂષ જન્મથી ઉચ્ચ યા જન્મથી અધમ, જન્મથી

પ્રશંસાપાત્ર, કે જન્મથી તિરસ્કાર–નિંદાપાત્ર નથી. જેવા જેવા તેમને કેળવણીના, સંગતિના સંસ્કાર મળે છે તે મુજબ તેઓ સન્માન કે નિંદાને પાત્ર થાય છે. ૮૦૦—૧૦૦૦ વર્ષથી, સ્ત્રીઓને અજ્ઞાન, અધીન રાખવાના યત્ન થાય છે તો પછી સ્ત્રીઓની અવદશા થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. સ્ત્રીઓની અયોગ્ય પરવશતા અને અજ્ઞાન એ જ તેમની અવનતિનાં મુખ્ય કારણ છે. સ્ત્રીસુધારણામાં, સ્ત્રીઓને ઉન્નત દશાએ આણવાના પ્રયાસોમાં કેટલીક વખતે પુરૂષો જ વિઘ્નકર્તા થઇ પડે છે, અને જયાં સૂધી સ્ત્રીઓ ઉચ્ચ કેળવણીથી યોગ્યતા અને ઉચ્ચ પદ પ્રાપ્ત નહિ કરે ત્યાં સૂધી સામાજિક તેમ દેશની સર્વ પ્રકારની ઉન્નતિમાં તેઓ પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે વિઘ્નકર્તા રહેવાની. યુરોપની એક વિદુષી સન્નારીએ આને જ મળતો એક અભિપ્રાય દર્શાવ્યો છે. તેણે કહેલું છે કે, " આ સાદા મુદ્દા પર જ મારી મુખ્ય દલીલ રહેલી છે કે સ્ત્રીને કેળવણી વડે પુરૂષની સહચરી થવાને લાયક તૈયાર કરવામાં નહિ આવે તો જ્ઞાન અને સદ્‌ગુણની અભિવૃદ્ધિમાં તે અટકાવ કરનાર થઈ પડશે........તેમની શક્તિઓનો વિકાસ થવા માટે તેમ તેમના સદ્‌ગુણોને બળ મળે તે માટે તેમને પૂરતો અવકાશ આપો અને પછી તેમની બુદ્ધિની તુલના કરો. "*

---

* ......... " My main argument is built on this simple principle, that if she be not prepared by education to become the companion of man, she will stop the progress of knowledge and virtue......Let their faculties have room to unfold and their virtues to gain strength and then determine where the whole sex must stand in the intellectual scale." ...

સ્ત્રીઓની અધમ દશા થવાનું, તેમની પ્રતિષ્ઠા, તેમનું સન્માન ઘટવાનું, સર્વથી મુખ્ય કારણ કેળવણીની ખામી જ છે; અને મનુષ્ય પોતાનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્તવ્ય યથાર્થ રીતે, યોગ્યતા પૂર્વક ચલાવી શકે, પોતાનું સાંસારિક તેમ આધ્યાત્મિક કલ્યાણ યથાવત્ કરી શકે તે માટે આવશ્યક, શારીરિક અને માનસિક વિકાસ કરે તેવી કેળવણીની ઘણી જરૂર છે અને તે કેળવણી જેટલી પુરૂષોને અગત્યની છે તેટલી જ સ્ત્રીઓને પણ અગત્યની છે.

સ્ત્રીઓ આજે પુરૂષો સાથે જગતમાં રહી, કુટુમ્બની, દેશની તેમ પરિણામે દુનિયાની ઉન્નતિ કરવામાં સહાયભૂત થતી નથી તેનું કારણ કેળવણીની ખામી છે, પોતાના કુટુમ્બને, પોતાના દેશને શી શી ખરી જરૂરીયાતો છે અને શા શા ઉપાયો યોજવાથી તે જરૂરીયાતો પૂરી પડશે, શા શા યત્ન કરવાથી કુટુમ્બનાં, દેશનાં દુઃખ, કલેશ મટી, કુટુંબ, દેશ સુખી થશે એમ વિચારવાને બદલે સ્ત્રીઓ આજે, પોતાનું જીવન, પોતાનો અમૂલ્ય કાળ આડોશીપાડોશીની, સગાં સંબંધીની, ન્યાતજાતનાં માણસોની નિંદા કરવામાં, એક બીજાથી લઢવા, જગડવામાં ગુમાવે છે તેનું કારણ કેળવણીની ખામી છે. સ્ત્રીઓ આજે સંકટમાં આવી પડેલાં પોતાનાં સ્નેહીઓને દિલાસો આપવાને બદલે તેમના પર આવી પડેલા દુઃખનો ઘા રૂઝવવાને બદલે તેમને ત્યાં સામાં કૃત્રિમ રીતે રડવા કૂટવા જઇ તેમના દુઃખમાં વધારો કરે છે તેનું કારણ કેળવણીની ખામી છે. પોતાનાં સંકટ, પોતાની અડચણો દૂર કરવાનો ખરો માર્ગ કયો છે, ખરા ઉપાય શું છે તે ન સમજતાં સ્ત્રીઓ આજે પોતાના સમય અને દ્રવ્યનો ઉપયોગ વૃથા વહેમ, અને મંત્ર જંત્રમાં કરે છે તેનું કારણ કેળવણીની ખામી છે. દેશમાં જ્યારે લોકોએ એકત્ર થઇ,

સંપ કરી, દેશનો ઉદ્ધાર કરવાના યત્ન થવાની જરૂર છે ત્યારે સ્ત્રીઓ પરસ્પર ઈર્ષ્યા રાખી, દ્વેષથી, વૈરબુદ્ધિથી, કુટુમ્બમાં, મહેલ્લામાં, કુસંપનાં બીજ વાવે છે, ભાઇઓ, ભાઇઓમાં, સગાં સબંધીમાં તકરાર કરાવે છે, કુટુમ્બની, મહેલ્લાની, સગાં સંબંધીની એકતામાં ભંગ કરાવી, સર્વત્ર વિરોધ, ઉદ્વેગ, નિરૂત્સાહ, નિરાશા ફેલાવે છે તેનું કારણ કેળવણીની ખામી છે. હજારો બાળકો આજે, સારી સંભાળ, સારી માવજતના અભાવે, યોગ્ય ઔષધને બદલે વ્હેમ કરવાથી મરણને શરણ થાય છે, હજારો બાળકો તેવી જ રીતે જન્મ પર્યંત, વિવિધ પ્રકારની ખોડોને, શારીરિક અશક્તિ, નિર્બળતા અને ક્ષીણતાને અધીન થાય છે, સ્ત્રીઓ, પોતાના તેમ પોતાનાં બાળકોના આરોગ્યનું જોઇએ તેવું સંરક્ષણ કરી શકતી નથી, પ્રજા દિનપ્રતિદિન નિર્માલ્ય, નિર્વીર્ય, ડરકણ, નિરૂત્સાહ, સ્વાર્થપરાયણ થતી જાય છે તેનું કારણ સ્ત્રીકેળવણીની ખામી છે. આરોગ્ય અને મજબૂતી એ જ શારીરિક સૌન્દર્યની અભિવૃદ્ધિનાં મુખ્ય સાધન છે એમ સમજવાને બદલે નાજુકાઈ, તકલીદીપણું, નિર્બળતા, વસ્ત્રાભૂષણનો ડાઠ એ જ શારીરિક સૌન્દર્યને શોભા આપનાર છે એમ આજે સ્ત્રીઓ માને છે તેનું કારણ કેળવણીની ખામી છે સ્ત્રીઓને આજે ઉપજ ખર્ચનું ભાન નથી, ખરૂં હિત, અહિત તેઓ સમજતી નથી; પોતાના, પોતાનાં બાળકોના મોજશોખ તરફ જેટલું લક્ષ તેઓ આપે છે તેના એક હજારમા હિસ્સા જેટલું લક્ષ કુટુમ્બના વા દેશના કલ્યાણ તરફ આપતી નથી, તેઓ પુરૂષોને તેમનાં કર્તવ્યમાં અનુકૂળ થવાને બદલે અનેક પ્રકારના અવિચાર અને વહેમથી તેમનાં કર્તવ્યમાં પ્રતિકૂળતા, વિઘ્ન નાંખે છે, સ્ત્રીપુરૂષના એકત્ર જીવનમાં આજે જે ક્લેશ, કંકાસ અને વિષમતા જોવામાં આવે છે, સંસાર-

સુધારણામાં સ્ત્રીઓ પોતાનો હિસ્સો આપી શકતી નથી તેનું કારણ કેળવણીની ખામી છે.

આપણી ઉન્નતિનો મુખ્ય પાયો સ્ત્રીઓના સુશિક્ષિતપણા પર, સ્ત્રીઓની મહત્તા પર રહેલો છે. આપણે આપણી સર્વ રીતે ઉન્નતિ કરવી હોય, આપણે આપણાં ઘર સ્વચ્છ, સુન્દર, આનંદજનક જોવાં હોય, આપણે આપણાં બાળકો, સ્વરૂપવાન્, બળવાન્, ધૈર્યવાન્, હિંમતવાન્, બહાદુર, આત્મત્યાગી, નીતિમાન્ અને ધાર્મિક કરવાં હોય, દેશમાં દ્વેષ, ઇર્ષ્યા, વૈર, કુસંપ અને કલેશને બદલે એકતા, પ્રીતિ, સંપ અને સુખની અભિવૃદ્ધિ જોવી હોય, વહેમ, અધર્મ અને અનીતિને બદલે વિશુદ્ધ સદ્ધર્મ અને સુનીતિ જોવાની ઇચ્છા હોય તો કન્યાઓ અને સ્ત્રીઓને કેળવણી આપવાની આવશ્યકતા છે

સ્ત્રીઓની માનસિક શક્તિઓ કેળવાયાથી તેમ તે કેળવણીનો માતા વા સ્ત્રીરૂપે કુટુમ્બને યા જનસમાજને લાભ મળવાથી, કુટુમ્બ યા જનસમાજની ઉન્નતિનું, સુધારણાનું કામ ઘણું સહેલું થઈ પડે છે માટે સ્ત્રીઓને હલકી નહિ ગણતાં તેમને યોગ્ય કેળવણી આપવાની વ્યવસ્થા થવાની આવશ્યકતા છે. સ્ત્રીઓ કોઇ પણ બાબતમાં સ્પષ્ટ રીતે ઉતરતી હોય તો તે માત્ર શરીરની બાબતમાં છે. બુદ્ધિની, હૃદયની ઉત્કૃષ્ટતાની બાબતમાં પુરૂષની બરાબરી કરી શકે તેવી કેટલીક સ્ત્રીઓ માલૂમ પડી આવે છે. જગતનો ઇતહાસ તપાસીશું તો માલૂમ પડશે કે એવો એક પણ વિષય, એવો એક પણ ઉદ્યોગ નથી જેમાં સ્ત્રીઓ કીર્તિ મેળવી શકી ન હોય. રાજ્યપ્રકરણ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, સાહિત્ય જૂઓ, નવીન શોધોનો વિષય જૂઓ તો માલૂમ પડશે કે તેમાં સ્ત્રીઓએ નામ મેળવ્યું છે. પુરૂષોની જેટલી સંખ્યા આ વિષયોમાં બહાર પડે છે

તેટલી સ્ત્રીઓની સંખ્યા બહાર પડી શકતી નથી, તેનું કારણ એ જ છે કે કેટલીક સાંસારિક અડચણોને લીધે, તેમ શારીરિક નિકૃષ્ટતાને લીધે પુરૂષોની સાથેની સ્પર્ધામાં તેઓ પાર પડી શકતી નથી. એક સરખા ઉદ્યોગમાં સ્ત્રીપુરૂષ પડેલાં હોય પરન્તુ સ્ત્રી પાછળ પડી જાય, પુરૂષ સ્પર્ધામાં આગળ વધી જાય તેનું કારણ એ છે કે પુરૂષો જ્યારે તેમના ઉદ્યોગમાં અવિચ્છિન્નપણે લક્ષ આપી શકે છે ત્યારે સ્ત્રીઓ તેવું લક્ષ આપી શકતી નથી. સ્ત્રીઓને આવા ઉદ્યોગમાં લાગવા ઉપરાંત, ઘરની દેખરેખ, ઘરની, બાલબચ્ચાં વગેરેની ખટપટમાં ઉતરવું પડે છે. ઘરની ખટપટમાંથી કદાચ તે મુક્ત હોય છે તો ઘરની બહારનાં, સંસારવ્યવહારનાં કામકાજમાં તે રોકાયલી હોય છે. સ્ત્રીઓને સર્વની સેવા ઉઠાવવાની હોય છે તેમાંથી થોડો ઘણો વખત નીકળી આવે તેમ પોતાનું કાંઈ કામકાજ કરી શકે છતાં તે તેમાં ખાસ લક્ષ આપી શકે નહિ અને પૂરતું લક્ષ આપી ન શકે તો સંપૂર્ણતાની બાબતમાં, ઉત્કૃષ્ટતાની બાબતમાં તેઓ પુરૂષો સાથે સ્પર્ધા ન કરી શકે તે સંભવિત છે. બાકી, અપવાદરૂપે, જ્યાં સમય, સગવડ અને સ્વાતંત્ર્ય મળ્યાં છે ત્યાં રજીયા બેગમ, ચાંદબીબી, ઇલિઝાબેથ, અહલ્યાબાઇ, ભોપાળની બેગમો, આપણાં મર્હુમ મહારાણી વિકટોરિયા જેવાં કુશળ રાજકર્તા, લોપમુદ્રા, મૈત્રેયી, ગાર્ગી, મેડમડ સ્ટેલ, મિસિસ ફોસેટ, મેરી કોરેલી, જેન ઑસ્ટિન, અને મિસિસ હિમાન્સ જેવી વિદુષી સન્નારીઓ થઇ શકી છે. આ ઉપરાંત રાજકુમારો નાની ઉમ્મરના હોય તે સમયે પણ ઘણી રાજમાતાઓએ કુશળતાથી રાજકારભાર ચલાવેલા છે. સ્ત્રીઓની, પુરૂષના ચરિત્રની પરીક્ષા કરવાની, સામાન્ય સમજથી નિર્ણય કરવાની શક્તિ મજબૂત

અને તીવ્ર હોવાથી રાજતંત્રમાં તે સારા કારભારીઓની પસંદગી કરી શકે છે, અને આ કારણથી જ સ્ત્રી–રાજકર્તાઓને રાજવહીવટ પુરૂષ–રાજકર્તાઓ કરતાં વધારે ઉત્તમ માલૂમ પડી આવ્યો છે. સ્ત્રીઓનું મગજ પુરૂષો કરતાં નાનું હોય છે એમ કેટલાક વિજ્ઞાનવેત્તાઓ કહે છે એ ખરૂં પરન્તુ તેમ જોવા જઇએ તો હાથી, મગરમચ્છ, ગેંડા, વગેરેનાં મગજ પુરૂષોનાં મગજ કરતાં ઘણાં મોટાં હોય છે માટે પુરૂષો કરતાં તે વધારે બુદ્ધિમાન છે એમ ન કહી શકાય, એમ એક વિદ્વાનનું કહેવું છે. યુરોપ, અમેરિકાના કેટલાક વિદ્વાનોનું એમ કહેવું છે કે સ્ત્રીઓ હજુ તત્વજ્ઞાન, કલા અને વિજ્ઞાનમાં ઉત્કૃષ્ટ જ્ઞાન બતાવી શકી નથી તેનો ઉત્તર એ જ આપી શકાય કે પ્રાચીન હિન્દુસ્તાનમાં તેવી સ્ત્રીઓ માલૂમ પડી આવી છે. હાલ તેવી સ્ત્રીઓ યુરોપ, અમેરિકા તેમ હિન્દુસ્તાનમાં માલૂમ પડતી નથી તેનું કારણ એ જ છે કે યુરોપ, અમેરિકામાં સ્ત્રીશિક્ષણના આરમ્ભને માત્ર ૨૦૦–૩૦૦ વર્ષ થયાં છે ત્યારે હિન્દુસ્તાનના નવીન સ્ત્રીશિક્ષણને માત્ર ૫૦–૭૫ વર્ષ થયાં છે એટલે આ વિષયોમાં સ્ત્રીઓ પ્રમાણમાં તેટલું ઓછું જ બળ બતાવી શકે. વળી ૨૦૦–૩૦૦ વર્ષથી કે ૫૦–૭૫ વર્ષથી શિક્ષણની જે શરૂઆત થયેલી તેમાં પણ સંપૂર્ણ શિક્ષણનો લાભ તો માત્ર હજારે એક બે સ્ત્રીને જ મળેલો. આવી સ્થિતિ હોય ત્યાં ગહન વિષયો સંબંધે ઉત્તમ જ્ઞાન, ઉત્તમ લેખો સ્ત્રીઓ તરફથી પ્રદર્શિત થવાનો ઘણો જ ઓછો સંભવ હોઇ શકે.

કેટલાક વળી એમ કહે છે કે સ્ત્રીઓના ગ્રન્થોમાં, લેખોમાં નિસર્ગશક્તિ જોવામાં આવતી નથી. તેનો ઉત્તર આપવો મુશ્કેલ નથી. પુરૂષ, કવિ, તત્વજ્ઞાની, વિજ્ઞાનવેત્તા, કલાવિશારદ, કારીગર

યા ગ્રંથકાર હોય છે તો તેને પણ તેના ગુરૂ હોય છે. તેમની કૃતિઓ, તેમના લેખોનો તે અભ્યાસ કરે છે અને તેથી જેમ તેની કૃતિઓ યા લેખોમાં ગુરૂની છાયા આવી જાય છે તેવી રીતે, સ્ત્રીઓને શિક્ષણ પુરૂષોની પછી પ્રાપ્ત થયેલું, સ્ત્રીઓએ આવી બાબતોમાં પાછળથી પ્રયાસ કરેલા, પોતાના ગુરૂ તરીકે તેમણે પ્રથમ પુરૂષોને સ્વીકારેલા, લેખક તરીકે, કારીગર તરીકે યા કોઇ પણ કામકાજમાં તેઓ મહાન્ પુરૂષોની જ શિષ્યા થઇને રહેલી તો તેથી તેમની કૃતિઓ, તેમના લેખોમાં પુરૂષોની છાયા, પુરૂષોનું અનુકરણ આવી જાય તો તે આશ્ચર્યજનક નથી. બાકી સ્ત્રીઓમાં નૈસર્ગિકશક્તિ નથી એવું, કોઈ પણ મજબૂત દલીલ વગર કહેવું એ સ્ત્રીવર્ગને અન્યાય કરવા જેવું છે, મિલનો એવો અભિપ્રાય છે કે સ્ત્રીઓની શક્તિઓની, યથાર્થ પરીક્ષા ક્યારે થઈ શકે કે, સ્ત્રીઓનું એક જાુદું સંસ્થાન વસાવવામાં આવે ત્યારે. આવા સંસ્થાનમાં સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપી તેમની સર્વ દિશામાં ઉન્નતિ કરવાના પ્રયાસ થાય તો સ્ત્રીઓની પરીક્ષા બરાબર રીતે થઈ શકે.

સ્ત્રીઓ ભવિષ્યની પ્રજાની માતાઓ છે. દરેક મહાન્ પુરૂષની આ બાબતમાં સંમતિ છે કે દેશનો ઉદય કરવાનું સર્વથી મુખ્ય સાધન કેળવાયલી માતાઓ છે. કેળવાયલી માતાઓ, પોતાની પ્રજાનું, પોતાના દેશનું કલ્યાણ કેવી રીતે કરી શકે છે તેનાં દૃષ્ટાંત આપણને જાપાનિઝ સ્ત્રીઓનાં ઉન્નત ચરિત્રો પરથી મળી આવ્યાં છે. કેળવણીની બાબતમાં પ્રજા પર માતાની કેટલી અસર રહે છે, એ વિષયમાં માતાની કેટલી મહત્તા છે તે આપણા ધર્મશાસ્ત્રકાર મનુ મહારાજનાં વચનો પરથી સારી રીતે સિદ્ધ થઈ શકે છે. તેઓ કહે છે કે "એક આચાર્ય, દશ ઉપાધ્યાયની બરોબર છે, એક સો આ-

ચાર્ય એક પિતાની બરોબર અને હજાર પિતાની બરોબર એક માત છે. સર્વ કરતાં માતામાં વિશેષ ગૌરવ રહેલું છે."+ એક અંગ્રેજ વિદ્વાન્ પણ કહે છે કે "એક સારી માતા સો શિક્ષકોનું કામ કરી શકે છે."× મહાભારતના આદિપર્વમાં પણ આ જ પ્રકારનું વચન* છે. નાનપણથી બાળકો માતાના સંગમાં રહે છે અને માતા જ જો કેળવાયલી, સુશિક્ષિત હોય છે તો પ્રજા પણ કેળવાયલી અને સુશિક્ષિત બને છે. બાળકના શરીર અને મન, બુદ્ધિના વિકાસનો, તેમના ચરિત્રનો તેમની ઉન્નતિનો મુખ્ય આધાર માતાઓ ઉપર છે માટે દેશની, દેશની પ્રજાની ઉન્નતિની અપેક્ષા હોય તો સુવિદ્યા અને સારી કેળવણીથી ભવિષ્યની માતાઓને જ્ઞાનવાન્, બળવાન્ અને નીતિમાન બનાવવાની મોટી આવશ્યકતા છે. એક ફ્રેન્ચ વિદ્વાને તો એટલે વધીને પણ કહ્યું છે કે, "એક છોકરાને કેળવવાથી એક વ્યક્તિ માત્ર કેળવાય છે જ્યારે એક છોકરીને કેળવવા આખું કુટુમ્બ કેળવાય છે."§ ટૂંકામાં એમ પણ ખરૂં કે સ્ત્રીકેળવણીના વધારા સાથે પુરૂષ–કેળવણી આપોઆપ વૃદ્ધિ પામે છે.

---

\+ उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितृमाता गौरवेणातिरिच्यते ॥ मनु

× "One good mother is worth a hundred school-masters." George Herbert.

* गुरुणां चैव सर्वेषां माता परमको गुरुः । महाभारत
અર્થ:—સર્વ ગુરૂઓમાં માતા એ સર્વોત્તમ ગુરૂ છે.

§ "By educating a boy, you get an educated individual but by educating a girl, you get an educated family." M. Paul Bert, Minister of Public Instruction, France.

સ્ત્રીકેળવણી હાલ કન્યાશાળાઓ દ્વારા અપાય છે, કેટલીક કન્યાઓને આપણે નિશાળે જતી જોઇએ છીએ છતાં તેથી દેશમાં સ્ત્રીકેળવણી જોઇએ તેટલી છે એમ કહેવું ઉતાવળ ભરેલું થઈ પડશે. દેશ બીજી બાબતોના સુધારા, રેલ્વે, ટેલિગ્રાફ, ટેલિફોન, આદિમાં ગમે-તેવો આગળ વધ્યો હશે પરન્તુ દિલગીરીની સાથે કહેવું પડે છે કે માતાપિતા પુત્રીઓની કેળવણી પ્રત્યે જોઇએ તેવું લક્ષ આપતાં નથી એ નિર્વિવાદ છે. મુખ્ય મુખ્ય શહેરોમાં કન્યાઓને શાળામાં મોકલવામાં આવે છે પણ તે માત્ર તેઓ લખી વાંચી શકે તેટલા માટે જ. સ્ત્રીઓ માનસિક તેમ શારીરિક કેળવણી લઈ આંગળ પર સંસારમાં તેમના પતિની સાથે બુદ્ધિમાન્ અને હિતકારક મિત્ર તરીકે રહી, પોતાનાં સાંસારિક તેમ આધ્યાત્મિક કર્તવ્યો બજાવી શકે તે માટે અથવા તે ઉચ્ચ ઉદ્દેશથી તેમને શિક્ષણ આપવામાં આવતું નથી. શહેરોની આ દશા છે તો ગામડાંઓ જેમાં દેશની $\frac{3}{4}$ વસ્તી રહે છે અને જેમાં છોકરાઓની પ્રાથમિક કેળવણીનો પૂરો પ્રચાર નથી હોતો તો કન્યાકેળવણી પર કયાંથી જ લક્ષ અપાય ?

કેટલાક લોકો એમ કહે છે કે છોકરીઓને ભણાવવાથી, તેમને શિક્ષણ આપવાથી શો લાભ છે ? તેમને કયાં નોકરી કરવા જવી છે ? કેટલાક લોકો એમ પણ કહે છે કે કેળવણીથી સ્ત્રીઓ સ્વચ્છંદી બને છે, કેળવણી સ્ત્રીઓને છાજતી નથી, તેઓ નિઃસંતાન રહે છે, તેઓ મરી જાય છે. દુનિઆના બીજા દેશો જંગલી અવસ્થામાં હતા, વસ્ત્ર તૈયાર કરવા જેટલું જ્ઞાન ન હોવાથી તેઓ પાંદડાંથી પોતાનું શરીર ઢાંકતા, ખેડવાની વિદ્યા નહિ જાણવાથી, કંદમૂળ, ફળફળાદિ ખાઇને પોતાનું જીવન ગાળતા તે સમયે પ્રાચીન ભારતવર્ષમાં મૈત્રેયી, ગાર્ગી, સુલભા, જેવી વિદુષી સન્ના-

રીઓ માલમ પડતી જે માત્ર વાંચી, લખી જાણતી એટલું જ નહિ પરન્તુ નીતિ તેમ અધ્યાત્માદિ વિષયોના સંબંધમાં સભામાં જઈ પુરૂષવિદ્વાનોને પણ હંફાવતી, થકવતી. આજ પ્રાચીન, કીર્તિમાન્ ભારતવર્ષ જ્યાં અસલ "કન્યાઓનું પણ શ્રમપૂર્વક પાલનપોષણ કરવું અને તેમને શિક્ષણ આપવું"* એવાં મહાન્, ઉદાર ધર્મસૂત્રો બહાર પડેલાં છે ત્યાં સ્ત્રીઓને શિક્ષણની, ભણાવવાની, કેળવણીની જરૂર નથી, તેમને કયાં નોકરી કરવા જવું છે, વગેરે ક્ષુદ્ર ઉદ્‌ગારો બહાર પાડવામાં આવે તે કેટલું શરમભરેલું છે, તેથી તેમની કેટલી અધમ દશા જણાઇ આવે છે ? છોકરા યા છોકરીઓએ શિક્ષણ લેવાનો હેતુ કેવળ દ્રવ્યોપાર્જન કે નોકરીનો નથી પરન્તુ જીવનનાં કર્તવ્ય–રાજદ્વારી, ધાર્મિક તેમ સાંસારિક–બજાવવાને શક્તિમાન્ થવું એ તો છે જ. છોકરીઓને કેળવણી આપવાનો હેતુ એટલો તો હોવો જ જોઇએ કે તેઓ આત્માવલમ્બન શીખે, શરૂર પડયે તેઓ પ્રમાણિકપણે, પવિત્રતાથી પોતાનો નિર્વાહ સ્વતંત્રતાથી કરી શકે અથવા જરૂર પડયે, પોતાના પતિને પોતાના તેમ કુટુમ્બના ભરણ-પોષણના કામમાં મદદ કરી શકે. કેળવણીથી સ્ત્રીઓ સ્વછંદી બને છે એમ હોય તો પુરૂષો પણ તે વડે સ્વછંદી બનવા જોઇએ. અમારૂં એમ કહેવું છે કે સુશિક્ષિત તેમ નિરક્ષર સ્ત્રીપુરૂષોમાં બન્નેમાં કેટલાંક સ્વછંદી હોય છે પરન્તુ તે, તેમની કેળવણીને લીધે નહિ પરન્તુ યોગ્ય યા સંપૂર્ણ કેળવણીની ખામીથી અથવા સત્સંગતિની ખામીથી તેઓ સ્વછંદી બને છે. કેળવણી છાજતી નથી, કેળવાયલી સ્ત્રીઓ નિઃસંતાન રહે છે એમ કહેવું પણ ખોટું છે; કારણ કે પુરાતન કાળમાં લગભગ દરેક સ્ત્રીઓ કેળવાતી તે વખતે દેશ નિઃસંતાન

---

* कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ॥

રહેતો નહિ તેમ જેટલી સ્ત્રીઓ કેળવણી લેતી તેટલી મરણ પામતી નહિ. હાલ પણ ઘણી ઉચ્ચ કોમોમાં સ્ત્રીઓ કેળવાયલી હોવા છતાં જેટલી કેળવાય છે તેટલી મરણ પામે છે, યા તેઓને સંતતિ થતી નથી એમ બનતું નથી.

પુરૂષ ઓછો કેળવણી પામેલો કે બિલકુલ કેળવણી નહિ પામેલો હોય અને તેની સ્ત્રી કેળવાયલી યા તેના કરતાં વધારે કેળવાયલી હોય તેવા પ્રસંગોમાં પતિપત્નીના અણબનાવને લીધે સ્ત્રી કેળવણી વગોવાવાના ઘણા દાખલા બને છે. ખરી રીતે સ્ત્રીકેળવણીને આવાં દૃષ્ટાંતોથી વગોવવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે સ્ત્રીપુરૂષોમાં જ્યાં યોગ્ય તેમ સમાન કેળવણી નથી હોતી ત્યાં જ તેને વગોવવાનાં કારણ મળે છે. બાકી, કોઇ પણ સમયે, કોઈ પણ દેશમાં, કોઈ પણ જનસમાજમાં સુવિદ્યાનાં માઠાં પરિણામ આવતાં જ નથી. સુવિદ્યા હમેશાં સ્ત્રીપુરૂષ તેમ બાળ વર્ગને ઉચ્ચ પંક્તિએ લઇ જનાર, તેમની તેમ દેશની ઉન્નતિ કરનાર નીવડી છે.

સીતા, દમયંતી, દ્રોપદી, સુભદ્રા, અનસૂયા, તારામતી આદિ પ્રાચીન કાળની સર્વ મહાન્ સન્નારીઓ શિક્ષણ પામેલી હતી. તેઓએ કોઈ પણ રીતે પોતાનું ચરિત્ર કલંકિત કર્યું નથી. તેઓ આજે સર્વત્ર, સન્માનને પાત્ર, પૂજ્ય, વંદનીય ગણાય છે. સુવિદ્યાથી પ્રાચીન વા અર્વાચીન ઇતિહાસમાં સ્ત્રીઓ અધમચરિત થઈ હોય એવું જોવામાં આવતું નથી. તેથી ઉલટું યોગ્ય શિક્ષણથી સ્ત્રીઓ સન્માનપાત્ર અને પૂજનીય ગણાઇ છે.

સ્ત્રીઓને પોતાના આ જગતમાંના કર્તવ્યની આંખ ઉઘાડવા માટે, જન્મકાળથી માંડી મરણ પર્યન્ત, પોતાનાં માતપિતા, ભાઇભાંડુ, પતિ, પતિના કુટુમ્બીઓ, આડોશી પાડોશી, ગામના લોકો,

દેશના લોકો તરફ પોતાની શી શી ફરજો છે, દુનિયામાં જન્મ પામ્યા પછી, જન્મ સાર્થક, સફળ કરવા માટે, પરમાર્થસિદ્ધિ સમજવા માટે કેળવણી ઘણી જરૂરની છે અને જે કેળવણીથી સ્ત્રીઓ શરીર, મન અને આત્માને બળવાન્, વિકાસમાન્ કરી પોતાનાં ઐહિક તેમ પારલૌકિક, આધ્યાત્મિક કર્તવ્યો બજાવવાને વધારે શક્તિમાન્, વધારે લાયક થાય, તે જ ખરી કેળવણી એમ અમારૂં કહેવું છે. સ્ત્રીઓએ પુરૂષો આગળ, પાંજરાંનાં મેના, પોપટ, આદિ પક્ષીઓની માફક, મીઠું મીઠું બોલી, ચોખખું સુભાષિત કરી, તેમનું દિલરંજન કરવું એ જ માત્ર કેળવણીનો હેતુ નથી. કેળવણીનો ખરો હેતુ, સદ્વિચાર અને સત્કાર્યથી પોતાના, તેમ પોતાના સંસર્ગમાં આવતાં સર્વ મનુષ્યોના આત્માને ઉજ્જવલ પ્રકાશમાન્ કરવા એ છે. આ પ્રકારનું સદાચરણ તે જીવનસાફલ્ય છે અને તેની સિદ્ધિ માટે તેવી યોગ્ય કેળવણીની આવશ્યકતા છે.

સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇએ તેના સંબન્ધમાં કેટલોક મતભેદ છે. છતાં હાલ એવો સમય તો આવ્યો છે કે સર્વ સુજ્ઞ જનો સ્ત્રીકેળવણીની આવશ્યકતા, તેના લાભ સ્વીકારે છે. અમારૂં એમ માનવું છે કે છોકરાઓને જે કેળવણી આપવામાં આવે છે તેમાં અને છોકરીઓને કેળવણી આપવામાં આવે તેમાં ભેદ રહેવાની જરૂર નથી. કેળવણીના જે કોઈ વિષય પુરૂષને ઉન્નત કરે છે તે સ્ત્રીને પણ ઉન્નત કરી શકે. સ્ત્રીપુરૂષ બંનેના સંબંધમાં કેળવણીનો પાયો સમાનતાથી જ રચાવો જોઈએ. માત્ર, પુરૂષને સામાન્ય કેળવણી ઉપરાંત, કાંઈ હુન્નર, કળા વા કોઇ ઉદ્યોગની કેળવણીની આવશ્યકતા છે તે જ મુજબ સ્ત્રીઓને પણ, ઘરમાં રહીને તેઓ કરી શકે તેવા હુન્નર ઉદ્યોગ, કળા, કેળવણીની કૌશલ્યની

આવશ્યકતા છે. બાકી, પુરૂષોને ભાષાજ્ઞાન, ઈતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન આદિની આવશ્યકતા છે તેટલી જ સ્ત્રીને પણ છે. "નારીપ્રતિષ્ઠા" માં સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈ પણ જ્યારે સ્ત્રીઓના અભ્યાસક્રમમાં, ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન આદિની આવશ્યકતા બતાવે છે ત્યારે કેટલાક યુવકો તેમ વૃદ્ધજનો જેઓ હાલ દરેક નવીન વસ્તુમાં ભય જૂએ છે તેઓ સ્ત્રીઓને ઇતિહાસ ભૂગોળના શિક્ષણની, તત્સંબન્ધના જ્ઞાનની શી જરૂર છે એવો પ્રશ્ન ઉઠાવે છે તે ખરેખર શોકજનક છે. આ પ્રસંગે કહેવાની જરૂર છે કે ઈતિહાસ એ માનવજીવન, માનવચરિત્રરત્નનો ભંડાર છે. ઇતિહાસ જગતના જુદા જુદા દેશોની ઉન્નતિ કેવે પ્રકારે થઈ તેમ જુદાં જુદાં પ્રાચીન મહારાજ્યોની અવનતિ શી રીતે થઈ તે બતાવે છે. ઇતિહાસ દરેક દેશના જીવનને જાગ્રત રાખે છે, જાગ્રત કરે છે, ઇતિહાસ જ નિરૂત્સાહ, નિરાશ માનવજીવનને ઉત્સાહી, આશામય, ઉજ્જવલ, જ્વલંત બનાવે છે, સ્ત્રીઓ જો ઇતિહાસ જાણતી હશે, મનુષ્યની અભિવૃદ્ધિનો વૃત્તાંત જાણતી હશે તો જ તેઓ પ્રાચીન, તેમ અર્વાચીનકાળના મહાપુરૂષો અને મહાન્ સન્નારીઓ, વીરાંગનાઓનાં સચ્ચરિત્રનો પ્રભાવ તેમનાં, પુત્ર પુત્રીઓમાં રગે રગે ફેલાવી શકશે. બાલ્યકાલથી જ સ્તનપાનની સાથે જ બાલક, બાલિકાઓનાં અંતરમાં, માતાઓ રામચન્દ્રજી અને સીતા, નળ અને દમયંતી, હરિશ્ચન્દ્ર અને તારામતી, અર્જુન –સુભદ્રા, અભિમન્યુ–ઉત્તરા, ભીષ્મ, ભીમ, હનુમાન, પ્રતાપ, શિવાજી, નેપોલિયન બોનાપાર્ટ, મેઝીની, ગૅરિબાલ્ડી આદિનાં ચરિત્રોમાં રહેલાં દેશાભિમાન, પરાક્રમ, બહાદુરી, સ્વાતંત્ર્ય, ધૈર્ય, હિંમત, નિર્ભીકતા, પવિત્રતા આદિ સદ્‌ગુણોનાં મધુર, બળવાન્

હાલરડાં રેડે તો બાળકોનાં જીવન કેટલાં ઉત્કૃષ્ટ, કેટલાં ઉન્નત બને તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. જેઓ એમ કહે છે કે સ્ત્રીઓને ઇતિહાસના અભ્યાસની જરૂર નથી તેઓ સ્ત્રીકેળવણીના વિરોધી છે એટલું જ નહિ પરન્તુ સ્ત્રીઓની ઉન્નતિ, દેશોન્નતિના પણ દુશ્મન છે એમ કહીએ તો તે અનુચિત નથી. આ સ્થળે કહેવું જોઇએ કે ઇતિહાસના અભ્યાસમાં તારીખ યા સાલ, જુદા જુદા બનાવોનાં સંધાન, તે સમયની પરીક્ષા માટે આવશ્યક છે છતાં મુકાબલો જ લઇએ તો ઇતિહાસમાં રહેલો પ્રજાનો હેવાલ, તેમાં રહેલાં ચરિત્ર જેટલાં ઉપયોગી છે તેટલી તારીખો તેમ સાલો ઉપયોગી નથી. ઇતિહાસ જેમ જગત્‌ની પ્રજાઓનો હેવાલ છે તેમ ભૂગોળવિદ્યા પૃથ્વી અને કુદરતનો હેવાલ છે. ઇતિહાસનું સૌન્દર્ય બરાબર સમજવા માટે, તેમ જ ઈશ્વરના મહાન્ વૈભવ, તેનો અનિર્વચનીય પ્રભાવ, તેની મહત્તા સમજવા માટે ભૂગોળનું જ્ઞાન પણ સ્ત્રીઓ માટે જરૂરનું છે. મનુષ્યના સુખનો મુખ્ય આધાર શારીરિક સુખ અને બળ પર રહેલો છે. મનુષ્યો—ભવિષ્યની પ્રજા, બળવાન્, યા બળહીન, બહાદુર યા બાયલી, પરાક્રમી યા નિર્માલ્ય નીવડવાનો આધાર માતાઓ ઉપર, સ્ત્રીઓ ઉપર રહેલો છે સ્ત્રીઓ બળવાન્ હશે તો જ બાળકો બળવાન્ થશે. આરોગ્યપૂર્ણ જીવન ગાળવા માટે તેમ જ કુટુમ્બના આરોગ્ય માટે સ્ત્રીઓને શારીરિક વિજ્ઞાન જાણવાની આવશ્યકતા છે. માણસનું શરીર શું છે, શરીરના ધર્મ શા છે, હવા શું, હવાના પદાર્થો શું, હવા શુદ્ધ કયારે કહેવાય, જલશુદ્ધિ, ખોરાકશુદ્ધિ શું, યોગ્ય કસરત, યોગ્ય વિશ્રાંતિ, શારીરિક પવિત્રતા, યોગ્ય વખતે ઉપચાર કરવા વગેરે, પોતાના, પોતાના બાળબચ્ચાંના, કુટુમ્બી, આડોશીપાડોશી યા સગાંસ્નેહીના,

આરોગ્યને લગતા નિયમ જાણવા માટે વિજ્ઞાનના અભ્યાસની જરૂર છે. આરોગ્યના નિયમ, વિજ્ઞાન નહિ જાણવાથી અનેક બાળકો પોતાની માતાની સોડમાં ગુંગળાઈ મરણ પામે છે, અનેક બાળકો કોહે છે, અનેક બાળકો આંખ, કાન, નાક વગેરેનાં દરદો ભોગવે છે, આખરે આંધળાં, બહેરાં, ખોડવાળાં નીવડે છે, અનેક બાળકો અડધો અડધ બાળકો યોગ્ય જ્ઞાન અને ઉપચારને અભાવે બાર મહિનાનાં થતાં થતાંમાં મૃત્યુને શરણ થાય છે. ઘરને પોતાની વિવેકબુદ્ધિથી, કરકસરથી તારવું કે ઘેલાળપણાથી ડુબાડવું તે સ્ત્રીઓના હાથમાં છે, માટે ગૃહવ્યવસ્થા બરાબર થઈ શકે, ઉપજ. ખર્ચનો હિસાબ, વિચાર રાખી, સ્ત્રીઓ પોતાના ખર્ચ ઉપર અંકુશ રાખી શકે, ઘરની આવકમાંથી બચાવ કરી, કુટુમ્બને આબાદ કરવા માટે પ્રયત્ન કરી શકે તે માટે ગણિતના જ્ઞાનની પણ તેમને જરૂર છે.

ટૂંકામાં, આપણા પોતાના, તેમ વિદ્વજ્જનોના કેળવણી સંબન્ધના વિચારોનું એકીકરણ કરીશું તો માલમ પડી આવશે કે પાંજરામાંનાં પક્ષીઓને જેમ ફળના કડકા નાંખવામાં આવે છે અને તેઓ પ્રસન્ન થઈ મીઠું મીઠું બોલી પોતાના માલિકનાં મન રંજન કરે છે તેવાં મધુર–મીઠાબોલાં મનોહર, મનોરંજક પક્ષી, સ્ત્રીઓને બનાવે તેવી કેળવણીની જરૂર નથી. જેથી સ્ત્રી, પુરૂષની દાસી, પુરૂષની ગુલામ, પુરૂષના માત્ર એક રમકડા તરીકે, વિલાસના એક સાધન માત્ર રૂપે, એક અલંકાર રૂપે, બહારની એક શોભા તરીકે રહે તેવી કેળવણી પણ યોગ્ય કેળવણી નથી. પુરૂષની પરિણીત અવસ્થામાં તે તેની બુદ્ધિમાન્ સહચરી, સહધર્મચારિણી, સુખદુઃખની ભાગિયણ, ઉત્તમ સલાહકાર અને મદદગાર થઈ પડે તેવી, જેવડે સ્ત્રીઓ પોતે સ્વાશ્રય, આત્માવલમ્બન, આત્મ-

સન્માન રાખી શકે તેવી કેળવણી સ્ત્રીઓને અપાવી જોઇએ. જે કેળવણીથી સ્ત્રીઓની માત્ર લાગણીઓ તીવ્ર બને, તેઓ નાટકની નાયિકાઓના અભિનયનું અનુકરણ કરે, જેથી તેઓ નિર્બળ, નિર્માલ્ય, નાજુક, નિરૂત્સાહ, અદઢ, નિશ્ચય વગરની બને તેવી કેળવણી તેમને લાભકારક થઇ પડવા કરતાં નુકસાનકારક થઈ પડવાનો વધારે સંભવ છે. હું સ્વરૂપવાન્ કેમ દેખાઉં, બહારના અલંકાર અને સુન્દરતાથી લોકો પર અસર કેમ કરૂં એવા વિચાર જે કેળવણીથી ઉદ્ભવે તે ખરી કેળવણી નથી. બાહ્ય દેખાવ માત્રથી નહિ પરન્તુ આન્તર સદ્ગુણોથી લોકોનાં મનહરણ કરવાની, મન પર અસર કરવાની જે કેળવણી વડે સત્તા મળે તે જ ખરી કેળવણી છે. ઇંદ્રિયોની કેળવણીની નહિ પરન્તુ બુદ્ધિ, હૃદયની કેળવણીની આવશ્યકતા છે. ટૂંકામાં, જે કેળવણીથી સ્ત્રીઓ નાજુક, નિર્બળને બદલે બળવાન્, પરાધીનને બદલે સ્વતંત્ર, અજ્ઞાનને બદલે જ્ઞાનવતી, ભીરૂને બદલે નિર્ભય, ધૈર્યવાન્, હિંમતવાન્, બહાદુર, અનીતિમાન્ને બદલે નીતિમાન્, અનેક વહેમોમાં ફસાવાને બદલે, દોરાધાગા, બાધાઆખડી, ગ્રહકુંડળી, જતી, ભૂવાને બદલે સદ્ધર્મ અને ખરી ઈશ્વરભક્તિમાં શ્રદ્ધાવાન્ બને. જે વડે, પ્રકૃતિથી જ સ્ત્રીઓમાં રહેલા સર્વ સદ્ગુણો બહાર આવી, તેઓ પોતાની, પોતાના કુટુમ્બની, પોતા દેશની ઉન્નતિમાં સહાયભૂત થાય તેવી કેળવણીની ખાસ જરૂર છે અને તેવી કેળવણી હાલની કન્યાઓને ભવિષ્યની સ્ત્રીઓને મળશે ત્યારે જ તેઓની તેમ ભવિષ્યની પ્રજાની ઉન્નતિ થશે. સ્ત્રીકેળવણીના લાભ આગળ જણાવવામાં આવ્યા છે તે ઉપરાંત એક બીજો લાભ એ પણ છે કે, જનસમાજની, જગતની ઉન્નતિ માટે હાલ પુરૂષ માત્ર પ્રયત્ન કરે છે તેને બદલે

સ્ત્રીપુરૂષ બન્ને પ્રયત્ન કરવાથી, બેવડો પ્રયત્ન થઇ, બેવડી મહેનતથી અલ્પ સમયમાં બેવડો લાભ મળી શકે. સ્ત્રીપુરૂષ બન્ને જ્યારે ગૃહસંસારને ઉન્નત બનાવવાને, જનસમાજને સુધારવાને, દેશની સેવા માટે એકમેક સાથે રહી પ્રયત્નો કરશે ત્યારે દેશની, જનસમાજની કેવી આબાદી થશે, હિન્દુસ્તાન માટે તે કેવો ગર્વ કરવા જેવો સમય થઇ પડશે તેનો વિચાર કરવો મુશ્કેલ નથી.

### સ્ત્રીઓનાં નબળાં શરીર—તેમના આરોગ્ય પ્રત્યે લક્ષ.

સ્ત્રીઓનું સન્માન-પ્રતિષ્ઠા ઘટવાનાં કારણોમાં તેમનું અનારોગ્ય એ સીધું કારણ ઉપલક દૃષ્ટિએ કદાચ ન ગણાય તોપણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં તે પણ એક ખરૂં કારણ છે. સંસારમાં જનસમાજ પર મજબૂત, બળવાન્ સ્ત્રીઓ જેટલી અસર કરી શકે, જેટલું સન્માન તેઓ પામી શકે, પોતાના કર્તવ્યમાં તેઓ જેટલું સ્વાતંત્ર્ય રાખી શકે તેટલું સ્વાતંત્ર્ય, લોહી વગરની, ફિક્કા ચ્હેરાની, જરા જરા કામથી, જરા જરા શ્રમથી કંટાળતી, હાંફતી, નાજુક, મુડદાલ, હમેશાં જરા જરામાં ખાંસી, જરા જરામાં તાવ, જરા જરામાં માથું દુઃખવું, જરા જરામાં અજીર્ણ, જરા જરામાં કમરનો દુઃખાવો, પગ ચૂંથાવાની ફરિયાદ કરનાર, હમેશાં ઔષધ વગેરે ઉપચારો માટે, પોતાનાં સુખ સગવડ માટે પુરૂષ વર્ગની દયા ઉપર આધાર રાખતી, સ્ત્રીઓ રાખી શકે નહિ, તેટલું સન્માન પામી શકે નહિ, તેમ તેટલી અસર જનસમાજ પર કરી શકે નહિ એમાં આશ્ચર્ય નથી. હમેશાં, માંદગીના સબબથી ઘમરાં પડયા રહેતા નિરૂદ્યોગી પુરૂષની સ્થિતિ દયાજનક છે, છતાં તે પોતાની ફરજો નહિ બજાવી શકવાથી, કુટુમ્બમાં જેમ સન્મન પામી શકતો નથી તેમ શરીરસંરક્ષણ માટે કાળજી નહિ રાખતી

જરા જરામાં માંદગીની ફરિયાદ ઉઠાવતી સ્ત્રીઓ કુટુમ્બમાં તેમ જનસમાજમાં સન્માન પામી શકતી નથી અને ઉલટી કુટુમ્બના અણગમા અને તિરસ્કારને પાત્ર થઇ પડે છે. સત્તા, સન્માન અને સ્વાતંત્ર્ય, મજબૂત આરોગ્યના અનુચર છે ત્યારે અવગણના, તિરસ્કાર અને પરાધીનતા નિર્બળ, મુડદાલ આરોગ્યના કાયમ અનુચર છે.

સારા, મજબૂત, તન્દુરસ્ત શરીરને લીધે, સ્ત્રીઓ, ઘરનાં, કુટુમ્બનાં, આડોશીપાડોશીનાં, સગાંસંબંધીનાં કામમાં મદદગાર થઈ, પોતાના કલ્યાણ સાથે, પારકાનું કલ્યાણ કરી શકે. પોતે સુખ અને આનંદમાં રહી, સર્વત્ર સુખ અને આનંદનો પ્રચાર કરી શકે, તે હમેશ માંદી રહેતી, નાજુક સ્ત્રીઓથી બની શકતું નથી. તેઓ પોતે પોતાની નબળી તબીયતથી નિરૂત્સાહ રહે છે, નિરાશ રહે છે, એટલું જ નહિ પણ પોતાના ઘરમાં તેમ કુટુમ્બમાં નિરુત્સાહ, નિરાશા, ઉદ્વેગ ફેલાવે છે, વાસ્તવિક રીતે તેઓ, પોતાના પતિની, પોતાના કુટુમ્બીઓની, તેમ જનસમાજની ઉન્નતિમાં મદદગાર થવાને બદલે, એક બોજા સમાન થઈ પડે છે. તેઓ પોતાનું, પોતાની પ્રજાનું કે પારકાનું કોઈ પણ રીતે કલ્યાણ કરી શકતી નથી.

સ્ત્રીઓનાં નબળાં શરીરની ખરાબમાં ખરાબ અસર તેમની પ્રજા પર થાય છે. માતા જો દમ વગરની, નિર્બલ અને મુડદાલ હોય છે તો પ્રજા પણ તેવી જ દમ વગરની, નિર્બલ અને મુડદાલ બને છે. જગત્‌ની પ્રજાઓની સાથે ઉન્નતિની બાબતમાં સ્પર્ધા કરવા માટે, કોઈ પણ દેશની પ્રજાની શારીરિક નિર્બળતા તે પ્રજાની મોટામાં મોટી ખામી છે અને જ્યાં સૂધી પ્રજાની શારીરિક નિર્બળતા દૂર કરી, પ્રજાને બળવાન્, હિંમતવાન્ અને બહાદુર કરવામાં ન આવે, ત્યાં સૂધી જગત્‌ના અન્ય દેશોની સાથે ઉન્નતિની બાબતમાં

સ્પર્ધા કરવાની, સ્વતંત્ર રીતે પોતાના દેશને રિદ્ધિ, સિદ્ધિથી ભરપૂર કરવાની કોઈ પણ પ્રજાની આકાંક્ષા નિષ્ફળ જાય છે. આ કારણથી કોઈ પણ દેશની પ્રજાના આરોગ્યની તપાસ કરતાં શારીરિક વિજ્ઞાનવેત્તાઓની પ્રથમ દૃષ્ટિ દેશની, પ્રજાની ભવિષ્યની માતાઓ–સ્ત્રીઓ તરફ જાય છે. એક વિદ્વાન્ અમેરિકન સન્નારી લખે છે કે, " સાંપ્રત સમયની સ્ત્રીઓનું આરોગ્ય એ ઘણો અગત્યનો વિષય છે કારણ કે તેમના બળ અને તંદુરસ્તી પર ભવિષ્યની પ્રજાના આરોગ્ય અને બળનો આધાર ઘણે ભાગે રહે છે "+. આ કારણથી, સ્ત્રીઓના અનારોગ્યનાં,. તેમની નબળી તબીયતનાં કારણ શાં છે, તેની તપાસ કરી, તે કારણો દૂર કરી, સ્ત્રીઓનાં શરીર તંદુરસ્ત, દૃઢ, મજબૂત, સહનશીલ કેમ બને તે માટે દેશના, જનસમાજના અગ્રેસરોએ બનતો પ્રયાસ કરવાની આવશ્યકતા છે. સ્ત્રીઓના અનારોગ્યનાં મુખ્ય કારણોમાં, બાળલગ્ન, અસમાન વિવાહ, બાળસંયોગ વગેરે છે તે સાથે, ઘરમાં કે કુટુમ્બમાં, પુરૂષવર્ગની, છોકરાંઓની તબીયતની જેટલી સંભાળ રાખવામાં આવે છે, તેમના અનુકૂળ ખોરાક, તેમનાં અનુકૂળ વસ્ત્રો શરીર નરમ પડતાં તેમને માટે ઔષધની જે કાળજી રાખવામાં આવે છે તેટલી કાળજી ઘરની યા કુટુમ્બના દીકરીઓ, બ્હેનો, વહુઓ–ભવિષ્યની માતાઓની તબીયતના, તેમના ખોરાક, વસ્ત્ર અને જરૂર પડતાં, ઔષધ વગેરેની–રાખવામાં આવતી નથી તે પણ છે. સ્ત્રીઓ નબળી રહેવાનું તેમ કાચી વયે તેમનાં મરણ થવાનું

+ "So the health of the young women of to-day is of great importance to the nation, for upon their vigour and soundness of body, depend to a very great extent the health and capacity of future generations."

બીજું કારણ તેમનું પોતાનું અજ્ઞાન પણ છે. તેઓ પોતાનું શરીર શું, શરીરના ધર્મ શા, મિતાચાર શું, શરીરને મજબૂત કરવાના, બળવાન્ કરવાના, તંદુરસ્તી સાચવવાના માર્ગ શા છે તે સમજતી નથી, અજ્ઞાનને લીધે માંદગીમાં જરૂર પડતા ઔષધની, ઉપચારોની ઉપયોગિતા જાણુતી નથી, અજ્ઞાન તેમ ખોટી શરમને લીધે, યોગ્ય વખતે ઉપચાર, ઔષધ કરતી નથી તેથી પણ તેઓ હમેશાં માંદી અને નિર્બળ રહે છે અને પુખ્ત વય પહેલાં મરણુને શરણુ થાય છે. સ્ત્રીઓ શરીરે બળવાન્ થઈ, ભવિષ્યની પ્રજા પણ બળવાન્ બની જગત્માં પોતાનું કાર્ય યથાવત્ બજાવી શકે, તેઓ પોતાની, પોતાના કુટુમ્બની, પોતાના દેશની ઉન્નતિ કરી શકે તે માટે તેમને મજબૂત આરોગ્યની જરૂર છે અને તેની પ્રાપ્તિ માટે; તેના સંરક્ષણ માટે અત્રે કેટલીક સૂચનાઓ કરવી અનુચિત ગણાશે નહિ:—

૧ સ્ત્રીઓનું આરોગ્ય, પુરૂષવર્ગના આરોગ્ય જેટલું જ અગત્યનું છે એમ સમજવું.

૨ તેમના તેમ પુરૂષવર્ગના ખોરાકમાં ભેદ ન રાખતાં તેમને પણ હલકો, સાદો, અને પુષ્ટિકારક ખોરાક મળે તેવો બંદોબસ્ત કરવો.

૩ તેમને ખુલ્લી હવામાં, યોગ્ય કસરત સાથે, વિશ્રાંતિ મળે તેની તજવીજ રાખવી. સ્ત્રીઓએ ઉદ્યુક્ત રહેવું તેમ યોગ્ય આરામ પણ લેવો.

૪ મિતાચાર રાખવો.

૫ સ્ત્રીઓને શરીરશાસ્ત્રનાં મૂળતત્વો ઉપરાંત, આરોગ્ય, શરીરસંરક્ષણ, અને માંદગી વખતે, યોગ્ય સમયે, યોગ્ય ઉપચારો કરવાના નિયમોનું જ્ઞાન આપવું.

જીવનના ગમે તેવા સુખવિલાસ, ગમે તેવા મહાન્ વૈભવ,

જીવનની સર્વ પ્રકારની મધુરતા, રિદ્ધિસિદ્ધ સર્વની મજાહ, શરીર સારૂં હોય છે ત્યાં સૂધી જ જણાય છે. બાકી તે સર્વ નકામું, નિરૂપયોગી થઈ પડે છે. શારીરિક આરોગ્ય જેટલું પુરૂષોને ઉપયોગી છે તેટલું જ સ્ત્રીઓને પણ છે. ભવિષ્યની પ્રજાની માતા તરીકે સ્ત્રીઓનું આરોગ્ય પુરૂષના આરોગ્ય કરતાં પણ વધારે ઉપયોગી છે. સ્ત્રીઓના આરોગ્ય, શરીરસંરક્ષણ માટે સ્ત્રીઓએ પોતે, પતિ તેમ પુરૂષવર્ગે લક્ષ આપવાની જરૂર છે.

**કેટલાક અનિષ્ટકારક સાંસારિક રિવાજો, તેમાં સુધારો.**

સ્ત્રીઓને તેમના ઉચ્ચ પદેથી અધમ પંક્તિએ લાવનાર, તેમનાં માન, પ્રતિષ્ઠા ઘટાડનાર, તેમની અવદશા કરનાર કેટલાક સાંસારિક રિવાજો પણ છે અને તે રિવાજો દૂર કરી ઘટતા સુધારા કરવામાં નહિ આવે ત્યાં સૂધી, સ્ત્રીઓના ઉચ્ચ પદ સાથે, ઉન્નતિ સાથે, જનસમાજની, દેશની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે.

**બાળલગ્ન.**

માનવજીવનનાં સાંસારિક કર્તવ્યોમાં, લગ્ન એ ઘણી જ અગત્યની તેમ એક ગંભીર બાબત છે. તેના ઉપર મનુષ્યજીવનના સાફલ્ય વા નિષ્ફળતાનો, તેની ઉત્કૃષ્ટતા વા અધમતાનો મોટો આધાર રહે છે. લગ્ન જેવી ગંભીર, અગત્યની બાબતમાં હાલ આપણા જનસમાજમાં ચાલતી દુર્વ્યવસ્થા દૂર કરવામાં આવતી નથી એ દિલગીરી ભરેલું છે. નાનપણમાં છોકરા–છોકરીઓનાં લગ્ન કરવામાં હાલનાં કેટલાક અજ્ઞાન માતાપિતા લ્હાવો, આનન્દ માને છે; પરન્તુ તેથી છોકરા–છોકરીઓનો, પોતાનાં બાળકોનો જન્મારો બગડે છે, તે તેઓ સમજતાં નથી. જેનું લગ્ન કરવાનું હોય છે તેને તે જેટલી અગત્યની બાબત છે તેટલી બીજા કોઇને નથી. સ્વાતંત્ર્યથી પોતાનું લગ્ન ન કરી શકે, લગ્નની બાબતમાં સ્વાતંત્ર્યથી પોતે સંમતિ આપી ન શકે તેટલું પુખ્ત

વય છોકરીઓનું ન થયું હોય, તેઓ સ્તનપાન કરતી હોય, પારણામાં ઝૂલતી હોય, ઢીંગલા ઢીંગલી રમતી હોય, લગ્ન શું, લગ્નની ફરજો શું, લગ્નના હેતુ શા, પતિપત્નીનો સંબન્ધ, પ્રીતિ શું તે તેઓ જાણતી ન હોય તેવે સમયે છોકરીઓનું લગ્ન કરવું તે તેમના સદ્‌વૃત્તિઓ, તેમના સ્વાતંત્ર્ય, તેમના સુખના શત્રુ થવા સમાન છે. આવા પ્રકારનાં લગ્નને શિષ્ટાચારને બદલે અનાચારનું નામ આપવામાં આવે તો તે અયોગ્ય નથી. બાળલગ્નથી છોકરા, છોકરીઓના ગુણ–અવગુણની યોગ્ય પરીક્ષા થઈ શકતી નથી. બાળ–અવસ્થામાં, બાળક, બાલિકાઓના શારીરિક, માનસિક, નૈતિક તેમ આધ્યાત્મિક મનોહરતાના, બળના વિકાસ નહિ થયેલો હોવાથી તેઓ પરસ્પર આકર્ષક થઇ શકશે કે, પરસ્પર, અણગમા અને ઉદ્વેગનું કારણ થઇ પડશે તે કહી શકાતું નથી. બાળલગ્નને લીધે છોકરીઓને માનસિક તેમ હૃદયની કળવણી મળવા માટે જોઇએ તેટલો સમય રહેતો નથી. નાનપણમાં સગપણ કરવાના પણ ગેરલાભ છે. નાનપણમાં સગપણ કરવાથી બાળલગ્ન થવાનો વધારે સંભવ રહે છે અને વરવધૂના લગ્ન થવા પહેલાં તેઓ પૈકી એકાદમાં કાંઇ ખોડ આવે છે તો સગપણ તોડવું ઘણું કઠણ થઇ પડે છે અને લગ્ન થયા પછી તેવું કાંઇ બને છે તો વરવધૂને–દંપતીને બળાત્કારે સંસારમાં ઘસડાવું પડે છે. આથી વરકન્યાનો તેમ માતપિતાનો હરખ ભાગી જાય છે અને તેમનાં જીવન ઉદ્વેગમય પસાર થાય છે.

પ્રીતિ અને પસંદગી રહિત થયેલાં લગ્નનાં મજબૂત અને ભારે ધુસરાંથી છોકરા–છોકરીઓ, સ્ત્રીપુરૂષો દબાયલાં જ રહે છે, તેઓને સંસારમાં માથું ઊંચું કરવાનો, સ્વતંત્રતાથી, હિંમતથી, આનંદથી, પ્રતાપિત જીવન પસાર કરવાનો સમય આવતો નથી. બાળલગ્નથી બાળવિધવાઓ થવાના પણ સંભવ વધે છે.

સ્ત્રીઓનો શારીરિક તેમ માનસિક વિકાસ સંપૂર્ણ રીતે થઈ શકે તે માટે, તેઓ સુખમય તેમ સ્વતંત્ર જીવન ગાળી શકે તે માટે, બાળવિધવા, બાળસંયોગ અને બાળમાતા થવાનાં સંકટમાંથી તેમને બચાવવા માટે, કાચી વયમાં, અશક્ત સ્થિતિમાં, સંસારની ધુંસરીમાંથી તેઓ મુક્ત રહે તે માટે, તેઓ પોતે તેમ ભવિષ્યની પ્રજા પરાધીન, નિર્બળ અને દમ વગરનો ન થાય તે માટે બાળલગ્નનો અટકાવ કરવાની ખાસ આવશ્યકતા છે.

કોઈ પણ મનુષ્યને તેની પ્રાકૃતિક શક્તિઓનો વિકાસ કરવાનું, પોતાનું ઉત્તમ કર્તવ્ય, ઉત્તમ સુખ કયું છે તે પસંદ કરવાનું સ્વાતંત્ર્ય રહેવું, તે તેનો મોટામાં મોટો હક છે; અને તે હક પર ત્રાપ મારવી, તે તે મનુષ્યની ઉન્નતિ અને તના કલ્યાણ પર ત્રાપ મારવા જેવું છે. આ હક સ્ત્રી તેમ પુરૂષને સમાન છે. લગ્ન-એ એક મનુષ્ય જાતિનું ગંભીરમાં ગંભીર કર્તવ્ય છે. આ કર્તવ્ય બજાવવામાં જેટલું પુરૂષને સ્વાતંત્ર્ય રહેવું જોઇએ તેટલું જ સ્ત્રીને પણ રહેવું જોઇએ. આ કર્તવ્યમાં તેઓ પોતાના વડીલની સલાહ લે એ તેમને લાભકારક છે. છતાં તેમાં જેટલી જવાબદારી તેમની રહેલી છે તેટલી વડીલોની રહેલી નથી માટે લગ્નની બાબતમાં પસંદગી વરકન્યાની જ રહેવી જોઇએ. "નારીપ્રતિષ્ઠા" માં સાક્ષરશ્રી મણિલાલ નભુભાઇ કહે છે કે "વર" એ નામ વૃ એટલે પસંદ કરવું એ ધાતુ પરથી થયું છે અને કન્યાએ રૂપ, ગુણ અને વયને લીધે પોતાના પતિ તરીકે પસંદ કરેલો એવો અર્થ સૂચવે છે. આથી તેમ ઉપરના વિવેચનથી સ્પષ્ટ માલૂમ પડે છે કે પસંદગી એ લગ્નમાં ઘણી જ અગત્યની બાબત છે અને બાળલગ્નથી પસંદગીના સંભવ ઘણા જ ઓછા થાય છે. આ બાબતમાં પણ ઉપર

જણાવેલા વિદ્વાન્ તે જ પુસ્તકમાં જણાવે છે કે "બાળકને તેની સંમતિ લીધા વિના ગમે ત્યાં ફેંકવું એ કેવળ તેને પથરા જેવું, ઢોર જેવું કે એક પ્રજોત્પાદક યંત્ર જેવું ગણવા બરાબર છે. માબાપની આજ્ઞા અને આમન્યામાં રહીને કન્યાએ પોતાને યોગ્ય પતિ મેળવવો જોઇએ. કન્યાને મુખ્ય જોવાનું એ છે કે પોતાનો તથા પતિનો સ્વભાવ, અનુકૂળ અને અન્યોન્યને પુષ્ટિ આપે એવો છે કે નહિ. આ જાતની તપાસ માટે જે મોટી વયની અર્થાત્ પાકા વિચારની જરૂર પડે છે તે ઉપરથી પણ કન્યાને મોટી કરી પરણાવવાના વિચારને પુષ્ટિ મળે છે એ લક્ષમાં લેવા લાયક છે."

બાળસંયોગ.

સ્ત્રીઓની પરાધીનતા, સ્ત્રીઓની અધમ દશાનાં મુખ્ય કારણોમાં બાળસંયોગ પણ છે. છોકરીઓ શરીર અને બુદ્ધિથી સર્વ રીતે સ્ત્રીત્વમાં બરાબર ન આવે તે પહેલાં કાચી વયે તેમને સાસરે જવાથી, ત્યાં તેમની સારી છાપ પડવાને બદલે, સારી પ્રતિષ્ઠા, સન્માન તેમને મળવાને બદલે તેમના બાળવયનો લાભ લઇને સાસરીયાં તેમના પર પોતાની સત્તા જમાવે છે, તને દબાયલી ને દબાયલી રાખી, તેને દાસી સમાન કરી મૂકે છે અને પોતાની સત્તા ભાગી ન પડે તે માટે સાસુ તેમ નણંદાં, વરવધૂને જેમ બને તેમ અલગ રાખવાને, વહુની સત્તા, છોકરા કે ભાઈ પર જામી ન જાય તે માટે, બનતી તજવીજ કરે છે. પરિણામ એ થાય છે કે વહુની અગત્ય-તેની મહત્તા નહિ જાણવાથી તની અવગણના અને તિરસ્કાર કરવામાં આવે છે અને તેના તરફથી ઉત્તમ, બળવાન્ સંતાન વગેરે સત્સુખ પામવાની કુટુમ્બની આશા વ્યર્થ જાય છે. બાળસંયોગનું ખરાબમાં ખરાબ પરિણામ એ છે કે કાચી વયમાં વર, યોગ્ય પુરૂષત્વ અને કન્યા યોગ્ય સ્ત્રીત્વમ આવ્યા પહેલાં તેમનો સમાગમ થવાથી તેમનો બાંધો તૂટી જાય છે,

તેઓ પોતે રોગી, નિર્બળ, અલ્પાયુ બને છે એટલુંજ નહિ પણ તેમની પ્રજા રોગી, નિર્બળ, અને અલ્પાયુ બને છે. નિર્બળ, નિરૂત્સાહ, ભીરૂ, નિર્માલ્ય, મુડદાલ પ્રજા એ જ ભરતખંડની અવદશાનું મુખ્ય કારણ છે.

ભીષ્મ અને અર્જુન, હનુમાન અને ભીમ, શિવાજી અને પ્રતાપ જેવી શૂરવીર અને બળવાન પ્રજા જોવાની તેમ દેશોદય કરવાની ઇચ્છા રાખનાર દરેક માતપિતાએ, પોતાની સગવડ, પોતાના લ્હાવા દૂર રાખી, પોતાનાં બાળકના હિતને ખાતર, ભવિષ્યની પ્રજાના હિતને ખાતર, છોકરા–છોકરીઓ પોતે પોતાનાં કર્તવ્યની પસંદગી–પરીક્ષા કરી શકે તે પહેલાં તેમને પરણાવવાં નાહે, તેમ તેઓ પોતે માતપિતાના પદને લાયક થાય નહિ ત્યાં સૂધી તેમના સંયોગને માટે ઉતાવળ કરવી નહિ. સ્ત્રીપુરૂષના સંયોગને માટે વૈદ્યશિરોમણી સુશ્રુતે ઉમ્મરની ઓછામાં ઓછી જે મર્યાદા ઠરાવી છે તે યોગ્ય જ છે અને તે કરતાં જેટલો વહેલો સંયોગ થાય છે તેનાં માઠાં પરિણામ જનસમાજમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. તેમણે જણાવ્યું છે કે "સોળ વર્ષથી ઓછા વયના સ્ત્રીમાં, પચીસ વર્ષથી ઓછા વય વાળો પુરૂષ જો ગર્ભનું સ્થાપન કરે તો કુક્ષીસ્થ થયેલો ગર્ભ વિપત્તિ પામે છે અર્થાત્ પૂર્ણ કાલ પર્યન્ત ગર્ભમાં રહીને ઉત્પન્ન થતો નથી, અને કદાચ ઉત્પન્ન થાય છે તો તે પણ લાંબો વખત જીવતો નથી, અને જીવે છે તો દુર્બળ થાય છે માટે બાલ્યાવસ્થા વાળી સ્ત્રીમાં ગર્ભ ધારણ ન કરવો."*લગ્ન તેમજ સંયોગ માટે

---

* ऊन षोडश वर्षायां प्राप्तः पंच विंशतिम् । यद्याधत्ते पुमान् गर्भः कुक्षीस्थ सविपद्यते ॥ जातो वा न चिरञ्जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः। तस्मादत्यन्त बालायां गर्भाधानं न कारयेत् ॥

ઓછામાં ઓછું વય આ જ છે. આજે, સંયોગ માટે સાધારણ રીતે ૧૨ વર્ષની દીકરી યોગ્ય ગણાતી થઇ છે તે. કેટલાક કહે છે કે વખત બદલાયો છે તેને લીધે થઈ છે, પરન્તુ ખરી રીતે તેમ નથી. આપણે આપણું તેમ બાલકોનું ખરૂં હિત નહિ સમજવાથી, મિથ્યા સુખ અને ખોટા લ્હાવાના વિચારથી, છોકરા-છોકરીઓના સંયોગ માટે કૃત્રિમ વય-કૃત્રિમ સમય ઠરાવી દીધાં છે તેનાં જ કડવાં ફળ-ક્ષય, નિર્બળતા હરહમેશની માંદગી, અકાળ મૃત્યુ અને નિર્બળ પ્રજારૂપે આપણે જોઇએ છીએ. તેવાં કડવાં ફળનો અનુભવ ન કરવાની આપણને ઈચ્છા થતી હોય તો તે કૃત્રિમ વય તેમ સમયને યોગ્ય, સ્વાભાવિક વયે-સમયે લઈ જવાની આવશ્યકતા છે.

**કન્યાવિક્રય.** સ્ત્રીજાતિના મહત્વ, સ્ત્રીજાતિના સન્માન, સ્વાતંત્ર્ય અને પ્રતિષ્ઠાનો નાશ કરનાર, તેમને કનિષ્ટ પદે લાવી મૂકનાર, કન્યાવિક્રયનો અધમ રિવાજ ગુલામગિરીનું વચ્ચું છે, અને બાળલગ્નના રિવાજને લીધે જ તેને પુષ્ટિ મળે છે. સ્ત્રીપુરૂષનાં યોગ્ય વયે લગ્ન થતાં હોય, લગ્ન કરનાર યુગલની પસંદગી, ઈચ્છા ઉપર જ તેનો આધાર રહેતો હોય તો કન્યાવિક્રયના પ્રસંગ ઓછા બને. કન્યાવિક્રયથી કન્યાને યોગ્ય, વિદ્વાન, સદ્‌ગુણી અને સમર્થ વર મળે છે કે કેમ તેની દરકાર રાખવામાં આવતી નથી. કન્યા વેચી પૈસા લેવાની લાલચે, તેને ગમે તેવે ખરાબ ઠેકાણે ફેંકવામાં આવે છે, ગમે તેવા નાલાયક, ગમાર, દુર્ગુણી, બુઢ્ઢા કે બેવકુફ વરને દેવામાં આવે છે. જે કન્યાને પૈસા લઇ દેવામા આવી હોય છે તેનું સાસરીયાંમાં, પતિના કુટુમ્બમાં જેટલું સન્માન રહેવું જોઇએ તેટલું રહેતું નથી. જે જે જ્ઞાતિઓમાં ખોટા કુળાભિમાનના વિચારથી કે કન્યાની છતને લીધે વરવિક્રય કરવામાં આવે છે એટલે મનમાનતા પૈસા મળે તો જ છોકરાનાં

માતપિતા કન્યા લે છે ત્યાં પણ પૈસા ઓછા આપવાની લાલચે કન્યાનાં માબાપ વરના ગુણ વગેરેની પરીક્ષા કર્યા સિવાય કન્યાને જેમે તેવા નાલાયક, બુઢ્ઢા કે બેવકુફ વરને દે છે. આથી પણ કન્યાનું-સ્ત્રીનું તેના પતિના કુટુમ્બમાં સન્માન રહેતું નથી; કારણ કે ત્યાં સ્ત્રીનું કાંઇ મહત્વ માનવામાં આવતું જ નથી. પુરૂષવર્ગનું જ માન હોય છે. પોતાનાં છોકરા–છોકરીઓનું ખરૂં હિત કયાં રહેલું છે તેનો વિચાર કર્યા સિવાય, પોતાના સ્વાર્થ માટે, પશુઓ અને બીજી જડ વસ્તુઓની માફક તેમનું લીલામ કરવું, તે સુધારાનાં, સભ્યતા, નીતિ અને સ્વાતંત્ર્યનાં સૂત્રોથી તદ્દન ઉલટું છે. પોતાનું, પોતાનાં બાળકોનું તેમ ભવિષ્યની પ્રજાનું હિત ચહાનારે આ રિવાજ બન્ધ કરવાની જરૂર છે.

અસમાન વિવાહ પણ બાળલગ્ન અને કન્યાવિક્રયનું બચ્ચું છે.

**અસમાન વિવાહ.** માતપિતાના ખોટા લ્હાવાના વિચારથી, તેમ પૈસાની લાલચથી અસમાન વિવાહ–કજોડાં થવાના પ્રસંગ બને છે અને તેથી પણ સ્ત્રીસન્માનહાનિના ઘણા બનાવ બને છે. કજોડાં મુખ્ય કરીને બે પ્રકારનાં હોય છે; ગુણ અને વયનાં. વયની અસમાનતાનો પ્રશ્ન પહેલો લઇએ તો વૈદક તેમ વ્યાવહારિક દૃષ્ટિથી સ્ત્રીપુરૂષ વચ્ચે હમેશાં ૮–૧૦ વર્ષનો તફાવત રહેવો જોઇએ. તે તફાવતમાં જ તે યુગલની સમાનતા રહે છે. આ જ કારણને લીધે આપણા પ્રાચીન વિદ્વાન્ વૈદ્યશાસ્ત્રીઓએ એ પુરૂષની ઉમ્મર ૨૫ અને સ્ત્રીની ૧૬ ઠરાવી છે એ વાસ્તવિક છે. વર કન્યાનું વય સમાન હોય છે તોપણ કન્યા વર કરતાં સ્વાભાવિક રીતે વહેલી સ્ત્રીત્વમાં આવવાથી, છોકરો તો છોકરોજ રહી, કન્યા સ્ત્રી બની રહેવાથી પણ કજોડું થવાનો ભય રહે છે. વયના કજોડાથી પ્રજા રોગી, નિર્બળ અને અલ્પાયુ બને છે એટલું જ

નહિ પરન્તુ પુખ્ય વયને લીધે, શારીરિક તેમ માનસિક વિકાસના બળથી પુરૂષ પોતાની જે પ્રતિષ્ઠા કુટુમ્બમાં પાડી શકે તે પાડી શકતો નથી, તેમ તેની સ્ત્રીને, કુટુમ્બમાં સાસુ, સસરા, નણંદ વગેરે તરફથી જે સન્માન મળવું જોઇએ, જે સભ્યતાભરેલું વર્તન તેના તરફ થવું જોઇએ તે થતું નથી. તેને એક દાસી અને વૈતરાની માફક લેખવામાં આવે છે અને પતિના નાદાન વયને લીધે તેના તરફનું યોગ્ય સંરક્ષણ નહિ હોવાથી ઘડીએ પલકે તેનો તિરસ્કાર, તેની અવગણના કરવામાં આવે છે. વૃદ્ધવિવાહ એટલે "બુઢ્ઢાને બાળકી" આપવી તે પણ વયનું કજોડું છે અને બાળલગ્ન તથા કન્યાવિક્રયનું પરિણામ છે. તે પણ સ્ત્રીઓના સન્માન અને શીલને તેમ પ્રજાને ઘણો હાનિકારક રિવાજ છે.

ગુણનું કજોડું પણ વરકન્યાને ઘણું અનિષ્ટકારક છે, કારણ કે સંસારના મહાયુદ્ધમાં વિજય પામવો તેનો આધાર, સાક્ષરશ્રી મણિલાલ નભુભાઇએ સૂચવ્યું છે તેમ, તેમના અન્યોન્યના સ્વભાવની પરસ્પર અનુકૂળતા ઉપર રહ્યો છે. સમાન રીતે, સખ્યવ્રતથી, સ્ત્રીપુરૂષો, જીવનનાં ઉચ્ચ લક્ષ્ય સંતોષ સાથે પરિપૂર્ણ કરી શકે તે માટે, એક બીજાના આ સંબન્ધના યત્નોને ઉભય તરફની યોગ્ય પુષ્ટિથી બળ મળે તે માટે, તેઓનાં શરીર, મન અને હૃદયને સમાન રીતે કેળવણી મળેલી હોવી જોઇએ. પુરૂષ ઘણો વિદ્વાન્ તેમ ઉદારચરિત હોય અને સ્ત્રી નિરક્ષર યા થોડી ઘણી કેળવણી પામેલી કે કેવળ સ્વાર્થપરાયણ, ક્ષુદ્ર મનની હાય અથવા સ્ત્રી સાક્ષર, યા ઉચ્ચ ભાવનાયુક્ત હોય અને પુરૂષ નિરક્ષર યા થોડી ઘણી કેળવણી પામેલો કે નીચ વૃત્તિઓ વાળો હોય તો આવાં જોડાં, પોતાની તેમ પોતાના કુટુમ્બની ઉન્નતિ કરી શકતાં નથી, એટલું જ નહિ પરન્તુ ઉલટાં જનસમાજના તેમ દેશોદયના કાર્યમાં વિઘ્ન-

કર્તા થઈ પડે છે. ગુણના કજોડા વિષે સાક્ષરશ્રી નવલરામભાઈએ જે વિચાર દર્શાવ્યા છે તે તદ્દન વાસ્તવિક છે. તેઓ કહે છે કેઃ—

“ ગુણનું કજોડું ભૂંડું સર્વથી સંસારમાં,
લાહ્ય તેની કદી ન હોલાય—દેશી૦
લાહ્ય એ લાગી રહી છે, ઠામ ઠામ નવલરામ,
આંખ જો ઉઘાડો તો દેખાય—દેશી૦

જે યુગલમાં વય, અભિપ્રાય અને લક્ષ્યની સમાનતા રહેલી છે, જેનામાં સત્તા અને શક્તિએનું સરખાપણું રહેલું છે, જેઓમાં ઉભયમાં એક બીજાથી એવી કાંઇ શ્રેષ્ઠતા રહેલી છે જેથી તેઓ જરૂર પડયે પરસ્પર સહાયકારક થઈ પડે, કોઈ વખત પુરૂષ સ્ત્રીને સન્માર્ગદર્શક થઈ પડે તો કોઇક સમયે સ્ત્રી પુરૂષને સન્માર્ગદર્શક થઇ પડે–તેવા યુગલની વિવાહિત સ્થિતિ–તેમનું દંપતીજીવન, કેવું સુખમય, કેવું મધુર, કેવું આનંદજનક થઈ પડે અને તેથી વિરૂદ્ધ સંસ્થિતિ હોય ત્યાં તે કેવું અનિષ્ટકારક નીવડે તેનો વિચાર કરવો મુશ્કેલ નથી.

**પડદો.**

આ અનિષ્ટકારક રિવાજનું ઉત્પત્તિકારણ આગલા પ્રકરણમાં સવિસ્તર જણાવવામાં આવ્યું છે. આ રિવાજ ગુજરાતમાં સામાન્ય રીતે જો કે નથી (મુસલમાનો તેમ રાજકુટુમ્બો સિવાય) તોપણ અપવાદ રૂપે જ્યાં છે ત્યાં તેમ દેશના બીજા વિભાગમાં આ રિવાજ. સ્ત્રીઓના વિકાસમાં, સ્ત્રીઓની ઉન્નતિમાં, સ્ત્રીઓને જે પદ મળવું જોઇએ તેની પ્રાપ્તિમાં વિઘ્નકર્તા થઈ પડે છે. શારીરિક વિકાસનો વિષય લઇએ તો પડદેનશીન સન્નારીઓથી ખુલ્લી હવામાં, કોઈ પણ અયોગ્ય પ્રતિબન્ધ સિવાય ફરવા જઈ શકાતું નથી અને તેઓ હમેશાં ફિક્કા ચહેરાની, પીળી પડી ગયેલી, લોહી વગરની અને મુડદાલ જણાય છે.

સૃષ્ટિસૌન્દર્ય નિહાળવાથી અન્ય મનુષ્યોના સત્સંગથી જે જ્ઞાન અને અનુભવ તેમને મળવાં જોઇએ તે મળતાં નથી. એટલે માનસિક વિકાસમાં પણ પડદાનો રિવાજ હરકતકર્તા છે. પોતાના ઘરમાંને ઘરમાં, પોતાના જ જગત્‌માં રહેવાથી, દુનિયાનાં બીજાં સજ્જનોનાં સમાગમમાં નહિ આવવાથી સ્ત્રીનાં મન તથા હૃદય સંકુચિત બને છે અને શુભ સંગતિથી તેમની કેળવણીમાં પણ જે વધારો થવો જોઇએ તે થઇ શકતો નથી. આવી ને આવી સ્થિતિ, જે સ્ત્રીઓને પડદો પાળવાનો નથી હોતો છતાં જેઓ રિવાજને અધીન રહી અથવા ખોટી શરમને ખાતર યોગ્ય સંગતિ સાથે બહાર હરવા ફરવા યા સભ્યતાપૂર્વક જનસમાજમાં ભળવાનો લાભ લઇ શકતી નથી તેમની પણ છે. સ્ત્રીઓના સુધારા, વધારાને ખાતર, તેમની શારીરિક તેમ માનસિક ઉન્નતિને માટે પડદો દૂર થવાની જરૂર છે, એટલું જ નહિ પણ પડદો નહિ છતાં સ્ત્રીઓના ફરવા જવા ઉપર, તેમની યોગ્ય હીલચાલો પર પણ જે અંકુશ હોય તે દૂર થવાની જરૂર છે.

**વિધવાનાં સંકટ.** હિન્દુ સંસારમાં વિધવાની સ્થિતિ ઘણી જ શોચજનક, ઘણી જ દયાજનક છે. કેટલાક એમ કહે છે કે હિન્દુ સંસારમાં વિધવાઓનું સારૂં સન્માન હોય છે, તેમને પૂછી, ઘરનાં સર્વ કામકાજ કરવામાં આવે છે, ઘરના, કુટુમ્બના દરેક કાર્યમાં તેમના દરજ્જાને માન આપવામાં આવે છે; પરન્તુ ખરી રીતે વસ્તુસ્થિતિ તેમ નથી વિધવાને કાંઈ પણ માન મળતું હોય તો તે માત્ર પુત્રસંતતિવાળી પુખ્ત, આધેડ વયની વિધવાઓને જ મળે છે. અત્રે આપણે મુખ્યત્વે કરીને તરૂણ તેમ બાળવિધવાઓ વિષે વિચાર કરવા ધારીએ છીએ. મૂળમાં જ, સ્ત્રીઓનું પુરૂષ કરતાં જનસમાજમાં ઓછું સન્માન હોય છે ત્યાં વળી તે અનાથ, નિરાધાર, લાચાર બને છે એટલે

તો તેમની ખુલ્લી રીતે અવગણના, ઉપેક્ષા, તેમનો તિરસ્કાર કરવામાં આવે છે. કોઈ પવિત્ર વા માંગલિક કાર્યમાં વિધવાની હાજરી માત્ર, અશુભ, અમંગળકારી, અનિષ્ટસૂચક થઈ પડે છે; આથી તેમને આવાં કાર્યથી હમેશાં દૂર રાખવામાં આવે છે. તેમને બોજારૂપ ગણી, તેમ તેમનું જીવન નિરૂપયોગી ગણી, તેમની તબીયતની, તેમનાં ખાનપાન, વસ્ત્ર, માંદગી વખતે તેમને માટે યોગ્ય ઔષધ વગેરેની લક્ષપૂર્વક કાળજી રાખવામાં આવતી નથી. તેમને સાસુ, સસરા, દિયર, જેઠ, નણંદ કે ભાઇ, ભોજાઇની પરાધીનતામાં રહેવું પડે છે, પ્રશંસાના એક શબ્દ વગર, તેમને ઘરમાં, કુટુમ્બમાં, મૂગે મ્હોંએ, ઘરનાં, કુટુમ્બનાં વૈતરાં, એક દાસ, એક ગુલામની માફક કરવાં પડે છે. આ પરાધીનતા, આ ગુલામગિરી સાથે પણ, કાંઇક સુખ સગવડથી રહેવું તેનો મોટો આધાર કુટુમ્બના કર્તા–કારવતાઓની મરજી પર રહે છે. તેઓ તેમને જે રોટલાનો ટૂકડો નાંખવા માગે, સુખ, સગવડની જે કાંઇ કૃપા કરે તે આનન્દમય ચહેરે અને સુખ–સન્તોષના દેખાવ સાથે સ્વીકારવાની તેમને ફરજ પડે છે. કુટુમ્બની બેદરકારી યા ઉપેક્ષાથી જ્યારે સ્ત્રીઓનાં સુખ સગવડ, તેમના યોગ્ય નિર્વાહ, સંતોષપૂર્ણ જીવન માટે મુખ્યત્વે કરીને શ્વસુરપક્ષ તરફથી તેમ અપવાદરૂપે પીયર તરફથી કાંઈ પણ બન્દોબસ્ત થતો નથી ત્યારે વિધવાઓને અનાચારને માર્ગે જવાના સંભવ ઉત્પન્ન થાય છે અને ઘણી સ્ત્રીઓ દુરાચારમાં ફસાય છે. સામાન્ય રીતે, હિન્દુ જનસમાજમાં વિધવાઓની એવી અવદશા છે કે તે દૂર કરવા માટે દરેક સ્વદેશહિતચિંતક સજ્જને આ પ્રશ્ન પર ગંભીરતાપૂર્વક વિચાર ચલાવવાની અગત્ય છે. "ઇંડિયન સ્પેકટેટર" માં ઘણા સમય પૂર્વે એક સ્થળે લખવામાં આવ્યું છે કે " પાંગળા ઘોડા, બળદ,

કૂતરાં, વાંદરાં વગેરે તરફ તેમની ખરી લાગણી, ખરૂં લક્ષ છે, તેમનાં સંકટનાં નિવારણ માટે નિયમિત સંસ્થાઓ પણ તેમણે સ્થાપેલી છે પણ જીંદગીભર પાંગળાં થયેલાં ઘરનાં બન્દિજન* પ્રત્યે તેઓ ઘણી થોડી દયા રાખે છે." આ ટીકા આપણને જરા કડવી લાગે તેવી છે પરન્તુ તેમાં ઘણું સત્ય રહેલું છે. મુગાં પશુ પક્ષીનું જીવન સુખી કેમ થાય તેને માટે જેટલું ચિન્તન આપણે કરીએ છીએ તેના કરતાં પણ વિશેષ વિચાર, અનાથ, નિરાધાર, અનેક સંકટોથી પીડાતી, મુઝાતી વિધવાઓને તેમનાં સંકટમાંથી મુક્ત કરવાને માટે આપણે કરવો જોઇએ. વિધવાઓએ પુનર્લગ્ન કરવું જ કે વિધવાઓ પાસે બળાત્કારે વૈધવ્ય પળાવવું એનો નિર્ણય કરવાનો આ પ્રસંગ નથી. સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવામાં આવે, યોગ્ય, પુખ્ત વયે લગ્ન કરવામાં તેઓને સ્વાતંત્ર્ય રહે અને પછી, દુર્ભાગ્યે તેઓ વિધવા થાય તો તેઓએ પવિત્રતાયુક્ત વૈધવ્ય પાળવું, કે પુનર્લગ્ન કરવું તે આયની ખાતર તેમની ઈચ્છા પર રાખવું ઇષ્ટ છે. નીતિયુક્ત, કર્તવ્યપરાયણ, ઐચ્છિક વૈધવ્ય કરતાં પુનર્લગ્ન ઉત્તમ છે એવું સુધારકોનું કહેવું છે એ ગેરસમજુત, સુધારકોએ પોતે જ દૂર કરી છે. તેઓ પોતે જ કહે છે કે જેઓ ખુશીથી, નીતિપરાયણ, લોકોપયોગી વિધવાજીવન ગાળવા માગતી હોય તેવી સ્ત્રીઓ માટે પુનર્લગ્નની જરૂર નથી. પરન્તુ જેઓ પોતાની વૃત્તિઓ પર અંકુશ ન રાખી શકે, તેમ, તેવું પવિત્ર જીવન ગાળી ન શકે, જેમના અનેક પ્રકારના અનાચાર, કમકમાટ ભરેલાં ઘોર કૃત્યોથી જનસમાજને, જનસમાજની નીતિને કલંકિત થવાનો ભય રહેતો હોય તેવી સ્ત્રીઓ માટે પુનર્લગ્ન આવશ્યક છે.

---

* કેદી.

ખુશીથી વિધવા રહીને પણ સ્ત્રીઓ, જનસમાજમાં, જગત્‌માં ઘણું ઉપયોગી કાર્ય કરી શકે એમ છે. યોગ્ય કેળવણી પામી, તેઓ જનસમાજમાં સ્ત્રીશિક્ષક, સ્ત્રી-ઉપદેશક, દાકતર સૂતિકા, પરિચારિકા આદિનું કામ કરે તો તેઓ પોતાની જાતિનું કલ્યાણ કરી શકે એટલું જ નહિ પણ, દેશનું, સમસ્ત મનુષ્યજાતિનું પણ કલ્યાણ કરી શકે. ઘણાં મનુષ્યો, પુનર્વિવાહની વિરૂદ્ધ છે. સ્ત્રીઓએ જીવનપર્યન્ત વૈધવ્ય પાળવું જોઇએ એમ કહેનાર ઘણા છે; પરન્તુ વિધવાઓને શાં શાં સંકટ છે, તેની તપાસ કરી તેમને સંકટમુક્ત કરવા યત્ન કરનાર ઘણા થોડા છે. વિધવાઓનું જીવન નિરૂપયોગી નથી, તેઓમાં જનસમાજનું હિત કરવાની અદ્ભુત શક્તિઓ રહેલી છે એમ જણાવનાર સજ્જનોએ તેમની સર્વ પ્રકારની અડચણો દૂર કરી, તેમને સર્વ રીતે, સુખ, સગવડ, અનુકૂળતા આપી, તેઓ જનસમાજને જે કોઇ ઉદ્યોગથી ઉપયોગી થઇ પડે, તેવા ઉદ્યોગની તેમને કેળવણી આપવાનો બંદોબસ્ત કરવો જોઇએ છીએ.

વિધવાઓની સ્થિતિ હાલ, સામાન્યતઃ ઘણી રીતે, લાચાર, નિરાધાર, દુઃખી અને કેટલીક વખતે, દુર્ગુણ, દુરાચાર અને અપકૃત્યથી દુષિત થયેલી જોવામાં આવે છે એમાં જરા પણ સંદેહ નથી, અને તેમાં સુધારો કરવો એટલો જ માત્ર દરેક સજ્જનનો હેતુ હોવો જોઇએ અને તે માટે વૈધવ્ય પસંદ કરવું કે પુનર્લગ્ન તે પ્રશ્નનો નિકાલ, સ્ત્રીઓની કેળવણી અને સ્વતંત્ર ન્યાયબુદ્ધિને સોંપવો એ સલાહભરેલું છે.

### સ્ત્રીઓની કર્તવ્યપરાયણતા.

સ્ત્રીઓને તેમની હાલની અવદશામાંથી મુક્ત કરવા માટે, તેમને ઉચ્ચ, ઉન્નત પદે મૂકવા માટે, તેમનાં જનસમાજમાં સન્માન,

પ્રતિષ્ઠા વધે તે માટે પુરૂષવર્ગે તેમ જનસમાજે લક્ષ આપવાની આવશ્યકતા છે. પરન્તુ પુરૂષવર્ગની, જનસમાજની સહાય મળવા છતાં પણ તેમની ઉન્નતિનો, તેમનાં સન્માન અને પ્રતિષ્ઠાનો, ઘણો આધાર તેમના પોતાના જ ઉપર રહે છે. પોતાનું ખરૂં કલ્યાણ કયાં કર્તવ્યમાં રહેલું છે તે વિષે સ્ત્રીઓએ પોતે પણ સ્વતંત્ર વિચાર કરવાની જરૂર છે.

**આત્મસન્માન અને આત્માવલમ્બન.**

મિથ્યાભિમાન જો કે પરિણામે દરેક મનુષ્યની અવનતિ કરવામાં સાહાય્યભૂત થાય છે, પરન્તુ ખરૂં અભિમાન, સ્વમાન, દરેક મનુષ્યને પોતાના સામર્થ્ય, પોતાની યોગ્યતા, પોતાના બળનું ભાન કરાવી આપે છે અને તેને પોતાના તેમ પારકાના કલ્યાણ માટે અમલમાં મૂકવા શુભ પ્રેરણા કરે છે. ખરૂં અભિમાન, ખરૂં સ્વમાન, જેટલું પુરૂષને ઉપયોગી છે તેટલુંજ સ્ત્રીઓને પણ ઉપયોગી છે. સ્ત્રીઓમાં સ્વમાન ઉત્પન્ન થવા માટે તેઓમાં પોતાનામાં કેટલું મહત્વ છે, તેઓ મનુષ્યજાતિને કેટલાં ઉપયોગી છે, તેમના પોતાના શારીરિક, માનસિક, વા આધ્યાત્મિક બળ ઉપર ભવિષ્યની પ્રજાઓના શરીરિક, માનસિક વા આધ્યાત્મિક બળનો કેટલો બધો આધાર રહેલો છે તે તેઓએ સમજવું જોઇએ. સ્વમાન-સંરક્ષણ માટે સ્ત્રીઓએ બને ત્યાં સૂધી પોતાનાં કર્તવ્યોમાં આત્માવલમ્બન રાખવાની આવશ્યકતા છે. આનો અર્થ એવો થતો નથી કે તેઓએ પોતાનાં કર્તવ્યમાં પુરૂષવર્ગથી વા પ્રીતિબન્ધનોથી મુક્ત થઈ જવું, અલગ થઈ જવું; પરન્તુ બીજા ઉપર આધાર રાખવાથી, પરિણામે, જ્યાં તેમની દયા પર, તેમના ખુશમિજાજ પર રહેવા જેવું થતું હોય, જેમાં પોતાનું સ્વમાન ન સચવાતું હોય તેવે

પ્રસંગે તેવા આધારની દરકાર કર્યા વિના, કોઇ પણ કાર્યમાં આત્માવલમ્બન રાખવું તે ઉત્તમ છે.

સ્ત્રી–પુરૂષના, પતિ–પત્નીના સંબન્ધમાં, પણ સ્ત્રીઓ પોતાનાં કર્તવ્યમાં, કેટલાંક સુખસગવડ મેળવવાના પોતાના પ્રયાસોમાં હમેશાં આત્માવલમ્બન રાખે, કેટલાંક કામકાજ પોતે જ કરી લે, તે પુરૂષને ઘણું સહાયકારક થઈ પડે છે, તેથી સ્ત્રીઓનું પોતાનું સ્વમાન સચવાય છે એટલું જ નહિ પરન્તુ પુરૂષવર્ગ તરફથી પણ તેમને સન્માન મળે છે. ખરી મૈત્રીમાં, મિત્રો પોતપોતાનાં કૌટુમ્બિક તેમ સામાજિક કર્તવ્ય, સ્વાતંત્રતાથી, સ્વાશ્રયથી કર્યે જાય છે, જરૂર પડતાં જ એક બીજાની મદદ લે છે; તેથી જ તેઓમાં પરસ્પર સન્માન સચવાય છે. સ્ત્રીપુરૂષનો સંબન્ધ પણ મૈત્રીનો જ છે અને તેમાં પણ સ્ત્રીપુરૂષ બને ત્યાં સૂધી પોતાના પર જ આધાર રાખી, પોતાનાં કામકાજ સ્વાતંત્ર્ય અને સ્વાશ્રયથી કરે અને જરૂર પડતાં જ એક બીજાની મદદની સ્પૃહા કરે તો જ તે સંબન્ધ સન્માનયુક્ત રહે છે, શોભી ઉઠે છે. જે તે કામમાં, પોતે કરી શકે તેવા કામમાં, પોતાને જ કરવા જેવા કામમાં એક મિત્ર બીજા મિત્ર પર હમેશાં આધાર રાખે, તેની સહાયની ઇચ્છા રાખે તેને સંતાપ્યા કરે તો તેથી જેમ તેની અવગણના, તિરસ્કાર, અપમાન, અધમતા થવાનો સંભવ રહે છે તેમ સ્ત્રીઓ પણ જે તે કામમાં, પોતે કરી શકે તેવા કામમાં, પોતાને કરવા જેવા કામમાં, પોતાના પતિ પર, અન્ય સ્ત્રી વા પુરૂષ પર આધાર રાખે, તેની સહાયની ઈચ્છા રાખે, તેને સંતાપ્યા કરે તો તેની પણ અધમતા, અવગણના, તિરસ્કાર, અપમાન થવાનો સંભવ છે. તાત્પર્ય એ છે કે સ્ત્રીઓએ પોતાના સુચરિત્ર માટે, ઉચ્ચ, ઉન્નત, કર્તવ્યપરાયણ

જીવન માટે સ્વમાન રાખવાની જરૂર છે અને સ્વમાનસંરક્ષણ માટે બને ત્યાં સુધી આત્માવલમ્બન રાખવાની આવશ્યકતા રહે છે.

### સ્ત્રીકર્તવ્યના વિભાગ.

સ્ત્રીઓના કર્તવ્યના બે વિભાગ પાડવામાં આવે છે. એક ઘરનાં, પોતાનાં કુટુમ્બને લગતાં કર્તવ્ય અને બીજાં જનસમાજ પ્રત્યેનાં કર્તવ્ય. કેટલાક વિચારકો કહે છે કે, સ્ત્રીઓએ માતા થવું, કુટુમ્બનાં કામકાજ કરવાં તે સિવાય બીજી ફરજો તેમને નથી; ત્યારે કેટલાક વિદ્વાન્ સુવિચારકો એમ કહે છે કે સ્ત્રીઓને માતા થવા ઉપરાંત, કુટુમ્બનાં કર્તવ્ય પર લક્ષ આપવા ઉપરાંત, જનસમાજ તરફનાં કેટલાંક કર્તવ્ય કરવાનાં છે.

**કૌટુમ્બિક કર્તવ્ય.** કુટુમ્બમાં પુત્રીઓએ, બહેનોએ, પોતાનું સન્માન, પોતાની પ્રતિષ્ઠા વધારવા માટે, આત્મજ્ઞાન તથા સ્વસુધારણા અર્થે યત્ન કરવો તેમ માતપિતા, બન્ધુવર્ગ બન્ધુપત્ની, તેમ અન્ય વડીલો પ્રત્યે, પ્રીતિ તથા માનપૂર્વક વર્તન રાખી, સદુદ્યોગ, સુશીલતા અને સદાચારથી તેમને પ્રસન્ન રાખવા તરફ, કુટુમ્બના કલેશ મટાડી, કુટુમ્બમાં મીઠાશ વધારવા તરફ લક્ષ આપવું એ તેમનું કર્તવ્ય છે. કુલવધુ તરીકે સ્ત્રીઓની મુખ્ય ફરજ પોતાના પતિ, પોતાના ઘર, પોતાના કુટુમ્બ પ્રત્યેની છે. ઘરને સ્વચ્છ, સુવ્યવસ્થિત, સુન્દર, સગવડ ભર્યું, દેખીને આનંદ થાય, પ્રિય લાગે તેવું બનાવવું એ સ્ત્રીઓના હાથમાં છે સ્ત્રીઓ જ આ કામ સારી રીતે કરી શકે છે અને તેટલા જ માટે તેમને ગૃહિણીનું ઉત્તમ નામ આપવામાં આવ્યું છે, તેથી જ ગૃહિણી વિનાનું ઘર " અરણ્ય " સમાન ગણાય છે. ઘરમાં દરેક ચીજ સ્વચ્છ અને સુન્દર રાખવી, તેને તેની બરાબર જગાએ મૂકવી, બરાબર ગોઠવવી, ઘરની દરેક ચીજ, દરેક સરસામાન પર દેખરેખ

રાખવી, કરકસરથી ગૃહવ્યવસ્થા આબાદ કરવા યત્ન કરવો, ગરીબીથી શરમાવું નહિ, કુટુમ્બની ખરી આર્થિક સ્થિતિ પ્રમાણે રહેવું, તેને અનુકૂળ ખર્ચ કરવું, પતિનાં કામકાજમાં, સંસારભાર વહન કરવામાં તેના સર્વોત્તમ મિત્રરૂપે, સંપૂર્ણ સ્નેહથી, પ્રીતિપૂર્વક, પૂર્ણ ઉત્સાહથી તેને સહાય થવું, તેના સુખદુ:ખની સહભાગિની થવું, તેના ઉન્નત જીવનને અનુકૂળ થઇ રહેવું, સાસુ, સસરા, નણંદ તેમ પતિનાં અન્ય કુટુમ્બીઓ પ્રત્યે, પ્રીતિ, વિનય, વિવેક, સન્માન તેમ સભ્યતાપૂર્વક વર્તવું, સર્વને પ્રસન્ન રાખવાં, બાળબચ્ચાંઓની-પુત્ર તેમ પુત્રીઓની-સમાન રીતે સંભાળ રાખવી, તેમને સંભાળપૂર્વક ઉછેરવાં, તેમને સત્સંગ અને ઉચ્ચ સુશિક્ષણ મળે, તેમનાં શરીર તંદુરસ્ત, મજબૂત અને બળવાન્ રહે, તેમના ચારિત્ર આત્મત્યાગી, પરોપકારી, ધૈર્યવાન્, બહાદુરીભરેલાં પરાક્રમી અને સ્વદેશાભિમાની થાય તેને માટે કાળજી રાખવી, ઘરનું, કુટુમ્બનું આરોગ્ય, સુખશાન્તિ માનમર્યાદા-પ્રતિષ્ઠા વધારવાં, એ સ્ત્રીઓના પત્ની તેમ માતા તરીકેના ધર્મ છે. નાની નાની, નજીવી બાબતમાં, સ્વાર્થવૃત્તિ, દ્વેષ યા દુરાગ્રહ રાખી, કુટુમ્બીઓની સાથે હમેશ કલેશ કરી ગૃહસંસારને ઉદ્વેગમય, નિરૂત્સાહ-નિરાશાયુક્ત, દુ:ખમય કે સર્વ રીતે આનન્દજનક, ઉત્સાહમય, આશામય, પ્રીતિમય, પવિત્રતાયુક્ત કે પ્રતિષ્ઠિત, સુખમય કે સ્વર્ગ સમાન સુન્દર બનાવવો તે સ્ત્રીઓના હાથમાં છે અને તેમ કરવાની પ્રકૃતિથી જ તેમનામાં યોગ્યતા રહેલી છે.

**સમાજસેવા, દેશસેવા.**

પોતાના દુ:ખી, અવનત બન્ધુઓ તેમ ભગિનીઓને દુ:ખમુક્ત કરવાં, તેમની ઉન્નતિ, તેમના કલ્યાણ માટે પ્રયત્ન કરવા તે જેમ પુરૂષોનો ધર્મ છે તેમ જનસમાજનાં, દેશનાં, દુ:ખી, દીન, અજ્ઞાન, અપંગ, નિરાધાર, લાચાર, નિર્બળ, માંદગીથી પીડાતાં મનુષ્યોનું અજ્ઞ,

વસ્ત્ર, જળ, ઔષધ, આશ્રય આદિથી સંરક્ષણ કરવું, તેમનાં [illegible] મટાડવાં, તેઓ સુખી થાય તેને માટે સર્વ પ્રકારે યત્ન કરવો એ સ્ત્રીઓનો પણ ધર્મ છે. જનસમાજની, દેશની સુશિક્ષા, સદાચાર, ઉત્કૃષ્ટતા, ઉન્નતિને માટે પુરૂષોની સાથે, સંખ્યાબન્ધ [illegible], ઉત્સાહ તેમ આનન્દપૂર્વક, બળયુક્ત પ્રયાસ કરશે ત્યારે દેશોન્નતિનું કાર્ય કેટલું સરલ થઈ પડશે તેની તુલના કરવી કઠિન [illegible]. સ્ત્રીઓને જનસમાજની, દેશની સેવા ઉઠાવવાની ઇચ્છા જ હોય છે તો ગૃહકાર્યમાંથી તેમને તે કામ માટે થોડો ઘણો અવકાશ મળે જ છે. અવકાશના સમયમાં, પડોશનાં, મહેલ્લાનાં, ગામનાં, દેશનાં અપંગ, અશક્ત, નિરાધાર, લાચાર, માંદાં સ્ત્રીપુરૂષોની, દીન [illegible] વાઓ તથા સુવાવડી બાઈઓની મુલાકાત લઈ, તેમનાં ખાનપાન, ઔષધ, સારવાર, સુખ સગવડ આદિનો બન્દોબસ્ત કરી, તેમનાં બાળકોનાં ભરણપોષણ, તેમ કેળવણીમાં મદદગાર થઇ, [illegible] તેમ મંડળોદ્વારા સ્ત્રીઓની દશા સુધારવાના યત્ન કરી, તેઓ [illegible] શક તેમ પરદુઃખભંજક તરીકે, જનસમાજની, દેશની ઉન્નતિ કે [illegible] સરલતા અને ઉત્તમતાથી કરી શકે તે વિષે ઉંડો [illegible] કરવાની જરૂર છે.

---

## ઉપસંહાર.

કોઇ પણ દેશનું ભવિષ્ય, તે દેશની સ્ત્રીઓના ભવિષ્ય સાથે સજ્જડ, સંકળાયલું રહે છે. હિન્દુસ્તાનના, હિન્દુસ્તાનની [illegible]ના ભવિષ્યનો, તેની ભાવિ ઉન્નતિનો મોટો આધાર દેશની સ્ત્રી[illegible] પર રહેલો છે. દેશની પ્રજાને મજબૂત કે નિર્બળ, બુદ્ધિમાન્ કે [illegible] દ્ધ, ધાર્મિક, શ્રદ્ધામાન્, કે નાસ્તિક, સ્વદેશાભિમાની [illegible]

સ્વાર્થપરાયણ, બહાદુર કે કાયર બનાવવી, દેશની પ્રજાને આગળ વધારવી કે અટકાવવી તે સર્વ સત્તા સ્ત્રીઓના હાથમાં છે એમાં બિલકુલ શક નથી. પરન્તુ જે સદ્‌વિદ્યા, જે સદ્‌ગુણો, જે સદ્‌વર્તન, જે ઉન્નત દશા વડે જાપાન જેવા દેશની સ્ત્રીઓ સમસ્ત પ્રજાના તેમ વ્યક્તિના ચરિત્ર પર અસર કરવાને શક્તિમાન્ થઈ શકી છે, તે સદ્‌વિદ્યા, તે સદ્‌ગુણ, તે સદ્‌વર્તન, અર્વાચીન હિન્દુસ્તાનની સ્ત્રીઓમાં છે–તેઓ તે ઉન્નત દશાએ પહોંચી છે એમ કહેવું એમાં ખરૂં સ્વદેશાભિમાન હોય એમ અમે માની શકતા નથી, એને સુજ્ઞ સજ્જનો મિથ્યાભિમાન જ કહેશે. હાલ જ્યાં, સ્ત્રીઓને રીતરિવાજનાં, રૂઢિનાં, અયોગ્ય બન્ધનો છે, તેમની હીલચાલ ઉપર, ઉન્નતિના તેમના પ્રયાસોમાં–કર્તવ્યમાં, રહેવા જોઈતા યોગ્ય સ્વાતંત્ર્ય પર, અઘટિત અંકુશ છે, સ્ત્રીઓને જ્યાં લગ્ન જેવા દૃઢ અને ગમ્ભીર બન્ધનમાં તેમની સંમતિ વગર જકડી લેવામાં આવે છે, સ્ત્રી પુરૂષના સંબન્ધમાં, જ્યાં, સ્ત્રીજીવનને પુરૂષજીવન જેટલું ઉપયોગી, સન્માનપાત્ર ગણવામાં આવતું નથી, પુરૂષજીવનને, સુશિક્ષિત, બળવાન્ અને ઉન્નત બનાવવાને જે યત્નો કરવામાં આવે છે તે યત્નો સ્ત્રીજીવનને, સુશિક્ષિત, બળવાન્ અને ઉન્નત કરવાને, કરવામાં આવતા નથી, ત્યાં તેઓ જનસમાજ પર, દેશની પ્રજા પર, કોઈ પણ પ્રકારની, પવિત્રતા, સુન્દરતા, કે ઉત્કૃષ્ટતાયુક્ત અસર કરી શકે કે કેમ તે ખરેખર શંકાભરેલું છે. કોઈ પણ પ્રજાના સચ્ચરિતનો તેમ સત્કીર્તિનો ખરો આધાર, તે પ્રજાના યુવાનવર્ગ પર રહે છે; પરન્તુ તે યુવાન વર્ગના સચ્ચરિત અને સત્કીર્તિનો આધાર કુટુમ્બની માતા ઉપર રહે છે. દેશનો ઉદય, દેશની ઉન્નતિ, દેશની સુધારણા શીઘ્રતાથી કરવાની આપણને ઇચ્છા હોય, આપણે આપણા દેશમાં, જનસમાજમાં, સંખ્યાબન્ધ

ધાર્મિક, સ્ત્રીપુરૂષો, ભક્તશિરોમણિ સજ્જનો, સ્વદેશવત્સલ બહાદુર વીરરત્નો, વીરાંગનાઓ, રાજકાર્યકુશલ મહાશયો, સમર્થ વિદ્વાન પુરૂષો તેમ વિદુષી સન્નારીઓ જોવાની ઇચ્છા હોય તો સ્ત્રીઓને, ભવિષ્યની માતાઓને, સંસારમાં જે પદ આપવામાં આવે છે, સ્ત્રીઓ તરફ જે વર્તન રાખવામાં આવે છે, તેથી જુદું વર્તન સ્ત્રીઓ તરફ રાખવાની, તેમને ઉચ્ચપદે મૂકવાની, તેમને પ્રકારના કેળવણી આપવાની ખાસ આવશ્યકતા છે. પ્રજાના ચરિત્રરચનામાં, સ્ત્રીઓની સત્તા, તેમના મહત્વ, તેમના ગૌરવ, તેમની ઉપયોગતાનો સ્વીકાર કરી, તેમને પુરૂષના એક રમકડા, જડ કાર, સુખવિલાસના સાધન, પ્રજોત્પાદક યંત્ર તરીકે ગણવાને બદલે પુરૂષના, ઇશ્વરદત્ત, ખરામા ખરા, નિકટમાં નિકટ, સર્વોત્તમ, હિતમ મિત્ર તરીકે ગણવામાં આવશે, તેમના પરના અઘટિત અંકુશ દૂર કરી, તેમનાં કર્તવ્યોમાં યોગ્ય સ્વાતંત્ર્ય આપવામાં આવશે, તેમની શારીરિક, માનસિક તેમ આધ્યાત્મિક ઉન્નતિના તેમના પ્રયાસોમાં સરલતા કરી આપવામાં આવશે, તેમને તેમના યોગ્ય મૂકવાને, તેમ ઉન્નત દશાએ લઇ જવાના યત્ન કરવામાં આવશે ત્યારે હિન્દુસ્તાન પર ઝઝુમતાં, અજ્ઞાન, અન્ધકાર, દુર્બળતા, દારિદ્ર્ય દુઃખ, ઉદ્વેગ અને કલહરૂપ વાદળ દૂર થઈ જઇ, સર્વત્ર જ્ઞાન, સર્વત્ર પ્રકાશ, સર્વત્ર સામર્થ્ય, સર્વત્ર સુખસંપત્તિ, આનંદ અને શાન્તિનો દિવ્ય અને સુન્દર દેખાવ થઇ રહશે. જ્યારે આવી ઉચ્ચ સ્થિતિએ પહોંચવાનો સમય આવશે ત્યારે જગતની પ્રથમ પંક્તિની પ્રજાઓમાં, ઉન્નત, સર્વોત્કૃષ્ટ પદ મેળવવાને, પોતાના અતુલ ગૌરવ પોતાની અનુપમ કાંતિ, પોતાની અપ્રતિમ પ્રતિષ્ઠાની સંસ્થાપના કરવાને હિન્દુસ્તાનને વિશેષ શ્રમ, વિશેષ સંકટ વેઠવાં પડશે નહિ.

---